ભરૂચ, યુનીઅન હાઈ સ્કુલના સ્થાપક અને માલીક

સ્વ. સુરજરામ જમીઅતરામ ઠાકોર.

પૂજ્ય દાદાજીને અર્પણ.



# WEST END WATCH Co









BOMBAY No 81 CALCUTTA

## હવે તૈયાર છે.

**તમે મફત મંગાવી શકો છો**

અમારૂ નવીન મફત કેટ-લોગ હવે તમારી રાહ જુએ છે હંમેશાની માફક તેમા ખાસ કાળજીપૂર્વક પસંદ કરેલા સૌને માફક આવે તેવી કીમતના ન્હાના ઘડીઆળો (watches) ટાઇમ પીસો અને મોટા ઘડીઆળોનો સમાવેશ કરેલો છે

ઘણાખરા મોડેલોની કિંમત જુના દર પ્રમાણેનીજ સસ્તી છે કેટલીક તો અગાઉ કરતા પણ આજે વધુ સસ્તી છે કિંમત સરખાવો અને આજેજ એક વેસ્ટર્ન ઘડીઆળ ખરીદો

**વેસ્ટ એન્ડ વોચ કું**

મુંબઇ અને કલકત્તા



# WEST END

# WATCH CO.

BOMBAY - - - CALCUTTA

# અનુક્રમણિકા

નામો

## દરેક ધંધાની ભરોસાપાત્ર જાહેરાતોની

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ભાઇ મોક્ષવદનરાયનાં " આઝાદીના આશકો "નાં ચિત્રો આબેહૂબ દોરાયાં છે. એ લેખોમાં નથી કિલષ્ટતા કે નથી આડંબર. હિંદુસ્થાનના જાણીતા નેતાઓનાં જન્મચરિત્રો ટુંકાણમાં પણ પૂરતી વિગતો સાથે આપવામાં આવ્યાં છે. અને તેમાંથી દરેક નેતાનું પ્રતિબિંબ એવી રીતે ખડું થાય છે કે જાણે આપણે તે નેતાને જોતા હોઇએ યા તેની જોડે વાતચીત કરતા હોઇએ. ચિત્ર આલેખવામાં એમણે રમુજને પણ જતી કરી નથી; નહિ તો વલ્લભભાઇ પટેલ અને તેમના ભાઇ સ્વ. વિઠ્ઠલભાઇ એમને તેઓ " બહારવટીઆ " ( સૌ. લીલાવતી મુનશીએ દોરેલા રેખાચિત્રનો શબ્દ ) " વડના વાંદરા ઉતારે " ( પૃષ્ટ ૮૬ ) એવા ચિત્રત નહિ. આવાં " હળવાં " જન્મચરિત્ર, વાંચતાં કે સમજતાં કશો શ્રમ પડે નહિ અને જેમાંથી જાણવાનું ઘણું મળે, તેની ગુજરાતી સાહિત્યમાં ખોટ હતી તે આ ઉમતા લેખકે પૂરી પાડી છે. અને ભવિષ્યમાં તેઓ સારું કામ કરવાની આશા આપે છે. તેથી તેમનું નાનકડું પુસ્તક આવકારપાત્ર છે.

પાલણપુર
તા० ૬ ઠ્ઠી ઓગસ્ટ ૧૯૩૮ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# પ્રસ્તાવના

ભાઇ મોક્ષવદનરાયનાં "આઝાદીના આશકો"નાં ચિત્રો આબેહુબ દોરાયાં છે. એ લેખોમાં નથી ક્લિષ્ટતા કે નથી આડંબર. હિંદુસ્થાનના જાણીતા નેતાઓનાં જન્મચરિત્રો ટુંકાણમાં પણ પૂરતી વિગતો સાથે આપવામાં આવ્યાં છે, અને તેમાંથી દરેક નેતાનું પ્રતિબિંબ એવી રીતે ખડું થાય છે કે જાણે આપણે તે નેતાને જોતા હોઇએ યા તેની જોડે વાતચીત કરતા હોઇએ. ચિત્ર આલેખવામાં એમણે રમુજને પણ જતી કરી નથી; નહિ તો વલ્લભભાઇ પટેલ અને તેમના ભાઇ સ્વ. વિઠ્ઠલભાઇ એમને તેઓ "બહારવટીઆ" ( સૌ. લીલાવતી મુનશીએ દોરેલા રેખાચિત્રનો શબ્દ ) "વડના વાંદરા ઉતારે" ( પૃષ્ટ ૮૬ ) એવા ચિત્રત નહિ. આવાં "હળવાં" જન્મચરિત્ર, વાંચતાં કે સમજતાં કશો શ્રમ પડે નહિ અને જેમાંથી જાણવાનું ઘણું મળે, તેની ગુજરાતી સાહિત્યમાં ખોટ હતી તે આ ઉગતા લેખકે પૂરી પાડી છે. અને ભવિષ્યમાં તેઓ સારૂં કામ કરવાની આશા આપે છે. તેથી તેમનું નાનકડું પુસ્તક આવકારપાત્ર છે.

પાલણપુર
તા૦ ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૯૩૮ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

મોક્ષવદનરાય એમ. દેશાઇ

## પુસ્તકની ભીતરમાં

નવરાષ્ટ્રને ચણનાર મહાન વિભૂતિઓના કેવળ દર્શન માત્રથી જ રાષ્ટ્રભક્તિ ઝરતી હોય તો તેમના જીવનના અભ્યાસથી માનવ જીવનમાં હૃદયપલટો થવો આવશ્યક છે. એ જ ધ્યેયને અનુસરીને આ નાજુક પુસ્તકદ્વારા હિંદના મહાન રાષ્ટ્રવીરોના રાષ્ટ્રપ્રેમની તથા ત્યાગીજીવનની રૂપરેખા જનતા સમક્ષ રજુ કરવામાં મારી જાતને સદ્‌ભાગ્યશાળી સમજું છું.

" મુંબઇ સમાચારના સાપ્તાહિક "માં રાષ્ટ્રના જીવંત તેમજ સ્વર્ગસ્થ રાષ્ટ્રયોદ્ધાઓના જીવન ચરિત્રો આલેખવાની શરૂઆત કરી ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ પુષ્પોની હારમાળામાંથી પુસ્તકનું સર્જન થશે. વાચક વર્ગમાંથી પ્રશંસા મળી, કેટલાક પ્રસિદ્ધ માસિકોમાં ઉતારાઓ પણ થયા, શુભેચ્છકો તરફથી એ જીવનચરિત્રોના સંગ્રહનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની સુચનાઓ મળી. અણધારી પળે મેં એના પ્રકાશનનો નિર્ણય કર્યો.

આ સ્થળે સ્વર્ગસ્થ પૂજ્ય જીજીમાને વિસારે મૂકી શકું તેમ નથી. તેમની જ પ્રેરણાથી ' મુંબઇ સમાચાર 'માં દેશનેતાઓના જીવનચરિત્રો લખવાની શરૂઆત કરેલી. એ જીજીમા તે આજના ગૃહસચિવ ના. મુનશીજીના માતુશ્રી. તેઓ કાબેલ છતાં કોમળ હૃદયી હતાં. એમની પાસે અનેક વ્યક્તિઓએ પ્રેરણાઓ મેળવી છે. સૌ કોઇને સદ્દમાર્ગે દોરવાની એમનામાં ભાવના હતી. એમના

મામાળુ તથા મમતાભર્યા સ્વભાવ માટે એમનો અત્યંત ઋણી છું. જીવનભર એમની પવિત્ર સ્મૃતિ ભૂલી શકું તેમ નથી.

હિંદના જાણીતા આગેવાન વેપારી શ્રીમાન શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીએ પ્રસંગોપાત પોતાના 'સ્ટાક 'ની જરૂર પડતાં જે મદદ આપી છે તથા પ્રેમભરી દ્રષ્ટિ રાખી છે તે માટે એમનો પણ ઉપકાર માનવાની તક લઉં છું.

મારા રાષ્ટ્રવાદી વિચારોને વધુ પ્રબળ બનાવનાર મહાન રાષ્ટ્રવાદી પત્ર 'મુંબઇ સમાચાર 'નો પણ ઋણી છું.

ગુજરાતભરમાં રાષ્ટ્રવાદનો પત્રદ્વારા ભારે પ્રચાર કરનાર મુંગા સેવકો શ્રીમાન સોરાબજી કાપડીઆ, શ્રીમાન છબીલદાસ અંકલેશ્વરીઆ અને શ્રીમાન છેલશંકર વ્યાસે તો મને એવી 'ધમકી ' આપી હતી કે જો હું તેમનો જાહેરમાં આભાર માનું તો તેઓ મારા આ પુસ્તકનો 'રીવ્યુ ' 'મુંબઇ સમાચાર ' માં છાપશે નહિ. એક દ્રષ્ટિએ તો તેઓ મારા મુરબ્બીઓ જ એટલે એમની દોરવણી માટે હું તેમનો આભાર માનતો નથી ! પરંતુ એ વાત વાંચકો પર પડતી મુકું છું.

અને પેલા શાંત સામાજીક તથા કોંગ્રેસવાદી કાર્યકરતા પારસી-બ્હેન મીસ પી. એન. નરીમાનનો તથા શ્રીયુત કેશવલાલ શાહનો મારા કાર્યમાં મદદરૂપ થઇ પડવા માટે આભાર માનું તો અસ્થાને લેખાશે નહિ.

છેવટમાં જનતાને કેવળ એક જ અરજ ગુજારું છું કે કેવળ પુસ્તકના વાંચનથી બેસી ન રહેતાં રાષ્ટ્ર માટે પ્રાણ પાથરનારા રાષ્ટ્ર

યોદ્ધાઓના જીવનમાથી જે કાઇ પણ જડે તે ઝડપી લેવા અને તેમના માર્ગે વળવા પ્રયાસો આદરે તો જ મારી આ નમ્ર કૃતિને અલ્પ અશે સફળતા સાપડેલી લેખીશ

તા ૧૯-૮-૧૯૩૮ મોક્ષવદનરાય દેસાઈ

# ગાંધીજી

મહાત્માજી જેવી મહાન્ વ્યક્તિ અને શક્તિ આલમભરમાં જન્મી નથી અને જન્મશે કે કેમ એ પણ એક પ્રશ્ન રહે છે. એમની સીધી અને સરળ નીતિ પર કુનેહબાજ રાજ્યદ્વારી મહામૂર્તિઓ ઠોકર ખાય છે, ગમે એવા મતભેદો હોવા છતાં વિરોધીઓ માથાં નમાવે છે મુત્સદ્દીઓની મુત્સદ્દીગીરી ધૂળમાં મળે છે, વર્ષોની તપશ્ચર્યાનો એ ચમત્કાર



ગાંધીજી

મોરલીવાળા મોહને કેવળ વ્રજભૂમિને મોરલીના કોકિલ સુરોમાં મોહિત બનાવી, ભગવાન્ બુદ્ધે કેવળ ભારતવર્ષમાં અહિંસાનો પયગામ આપ્યો, પરંતુ મોરલી વિનાના મોહન ગાંધીએ

આલમભરમાં સત્ય, અહિંસા અને પ્રેમની આહલેક જગાવી છે દુનિઆ મુગ્ધ બની છે.

હિંદની રાજકીય ચળવળનું કેન્દ્રસ્થાન સેગાવની ઝુંપડી બની છે. એ સંતના શબ્દો મહામંત્રો બની રહ્યા છે હિંદ તથા સમસ્ત દુનીઆની દ્રષ્ટિ ત્યાં ઠરી છે

અંધારા પ્રદેશમાં એમણે પ્રકાશ પાથર્યો છે, વર્ષોથી ગુલામીની જંજીરોમાં જકડાયેલી જનતામાં આઝાદીની તમન્ના જગાવી છે, ચેતનવિહોણા ખોળીયાઓમાં નવચેતનની જ્યોત પ્રગટાવી છે, ત્યારે લોખંડી સામ્રાજ્યનો પાયો હચમચી રહ્યો છે એ પુણ્યશાળી પ્રભાવ મહાત્માજીની એકનિષ્ઠા અને આત્મશ્રદ્ધાનો

કરોડો અર્ધનગ્ન અને અર્ધભૂખ્યા દેશબાંધવો માટે ફકીરીનો ભેખ ધારણ કરનાર મોહનદાસ કરમચંદ ગાંધીનો જન્મ સત્સપરાયણ પિતા તથા સાત્વિક માતાને પેટે ૧૮૬૯ ની સાલમાં ઑક્ટોબર માસની બીજી તારીખે પોરબંદર ખાતે થયેલો. જાહોજલાલી તથા મોજશોખના વાતાવરણ વચ્ચે ઉછેરવામાં આવેલ પુત્ર સત્ય, અહિંસા અને સાધુતાનો સાધક બનશે તથા અંધારા પ્રદેશનો દિપક બનશે એવી કલ્પના માતા પિતાને કયાંથી હોય ! દશ વર્ષની ઉંમર સુધીમાં કાંઇ પણ ઉજ્જ્વળ આશાઓ આપી શકે તેવાં ચિહ્નો તેમનામાં નહોતા વિદ્યાર્થીજીવન સામાન્ય રીતે શરમાળ તથા બિકણ હતું છતાં ભણવામાં યશસ્વી જ લેખી શકાય રમતગમતેમાં નહિ જેવો જ રસ હતો, 'શ્રવણ અને હરિશ્ચંદ્ર' ના નાટકથી જન્મેલ પિતૃભક્તિ તથા સત્યપ્રિયતાને એમણે સ્વધર્મ બનાવ્યા

સોબતીદોષમાંથી મહાત્માજી પણ મુક્ત નહોતા ખરાબ સોબતીના સંગમાં વેશ્યાગૃહે ગયા પરંતુ શરમાળ તથા બિકણ વૃત્તિને લઇને એ ભુંગ ફંદમાંથી તેઓ સદાયને માટે બચી ગયા દેશને સ્વતંત્ર

બનાવવાની ભાવનાએ અને સશક્ત તથા કદાવર બનવાની આશાએ માસાહારી બન્યા, પરતુ ભારે પશ્ચાત્તાપ થતા તેનો ત્યાગ કર્યો સુરબ્બીઓનુ અનુકરણ બાળકો કરે છે કાકા બીડી પીતા, મ્હો તથા નાકમાથી ધૂમાડો કાઢતા મોહનદાસ કરમચદ ગાધીને એ એક અજાયબી લાગી પોતે પણ બીડી પીવી શરૂ કરી પરતુ રોજરોજ પૈસા લાવવા કયાથી ? કાકા બીડી પીને જે ઠુઠાઓ નાખી દે તે વીણીને પીવા લાગ્યા પરતુ એમાં ખરી લ્હેજત ન આવે મહાત્માજી એક દુર્ગુણમાથી બીજા દુર્ગુણમા પ્રવેશ્યા નોક ના જ ખીસ્સામાથી દોઢીઆ ચોરવાની શરૂઆત કરી અને આખી બીડીની મઝા માણવા લાગ્યા છતા છાનામાના બીડી પીવામા મઝા કયાથી આવે ? મોજશોખમા દેવુ પણ વધી ગયુ મોટા ભાઇના સોનાના કડામાથી કટકો કાપી તેમાથી દેવુ પતાવ્યુ આવા પોતાને મન માનેલા પરાધીન જીવન પર કટાળો ઉપજ્યો આપ ઘાત કરવાનો નિર્ણય કર્યો ધતુરાના બીયા ખાવાની તૈયારી કરી પરતુ જીવ ન ચાલે આખરે જીવનપલટો થયો અવળે માર્ગે વળેલા મહાત્માજીને સદાચારનો પથ દેખાયો પિતાજી આગળ સઘળા પાપોનો એકરાર કર્યો બુરી આદતોને સદાયને માટે તિલાજલિ આપી, પાપનુ પ્રાયશ્ચિત્ત પશ્ચાત્તાપ

સામાન્ય રીતે હિંદુ સસારમા પત્ની સીધે રસ્તે જતી હોય તો પણ તેના પર પ્રભુત્વ જમાવવાનો પતિરાજને શોખ હોય છે તેર વર્ષની બાળવયે મહાત્માજીના લગ્ન કસ્તુરબા સાથે થયેલા કસ્તુરબા પતિપરાયણ કામેલ છતા સ્ત્રીસ્વમાનના પૂજારી હતા પતિનો ખોટો વટ સહન કરવા તેઓ તૈયાર ન હતા પતિવટ ટકાવવા મહાત્માજીએ અખતરાઓ શરૂ કર્યા પોતાની રજા વિના કયાએ જવાય નહિ કસ્તુરબા રજા લીધા વિના ખાસ જતાં ઝપડા

આવ્યો અને એવો પણ પ્રસંગ આવી ગયો કે કસ્તુરબાને મહાત્મા જીએ પિએર વળાવ્યાં. પાછળથી સમાધાન થયું. છેવટે કસ્તુરબાની નિર્દોષતા પર મહાત્માજીએ પતિવટ હળવો કર્યો.

૧૮૮૭ ની સાલમાં મેટ્રિક પાસ કરી ભાવનગર કૉલેજમાં જોડાયા પરંતુ વિલાયત જવાની કુટુમ્બના જુના મિત્ર માવજી દવેએ ગાંધીજીને સલાહ આપી. માતુશ્રી પુતળીબાઇ તો ધર્મચુસ્ત હતાં એમના ગળે એ વાત કેમ ઉતરે ? પરસ્ત્રીના પ્રેમમાં ન પડવા મદિરાપાન તથા માંસાહાર ન કરવા મહાત્માજીએ પ્રતિજ્ઞા લીધી આખરે રજા મળી પરંતુ ન્યાતમાં ભારે ખળભળાટ મચ્યો અને ન્યાતબહાર મૂકાયા. ગાંધીજીએ પરવા ન કરી અને ૧૮૮૮ ની સાલમાં સપ્ટેંબર માસની ચોથી તારીખે મુંબઇના બારામાંથી વિલાયત જવા ઉપડી ગયા.

સ્ટિમરમાંથી જ માંસાહાર કરવા મહાત્માજી પર દબાણો થવા લાગ્યા અને વિલાયતના વસવાટ દરમ્યાન અંગ્રેજ લલનાઓના મોહમાં ફસાવવાના પ્રયાસો થયા પરંતુ એ સર્વે વ્યર્થ ગયા. તેમ છતાં પણ કહેવાતી 'સભ્યતા'ના મોહમાં ફસાયા. નૃત્ય તથા વાજીંત્રો શિખવા લાગ્યા. ખર્ચ વધ્યું. એ કેમ પોસાય ? આખરે એનો પણ ત્યાગ કર્યો. ગરીબ તથા આદર્શ વિદ્યાર્થીને શોભે એવું જીવન ગાળવા લાગ્યા. અન્નાહારી મંડળમાં દાખલ થયા. આ પ્રસંગે એમને માટે ભાષણ કરવાનો પ્રસંગ આવ્યો પરંતુ ભાષણ થઇ ન શક્યું. પોતાની બીકતા પર તેમને પડિભર શરમ છૂટી. ૧૮૯૧ની સાલમાં બૅરિસ્ટરની તથા લંડન મેટ્રિકની પરિક્ષા પાસ કરી. પ્રતિજ્ઞાઓનું પૂર્ણ પાલન કરી તેઓ જુન માસની તેરમી તારીખે હિંદ આવવા ઉપડયા.

હિંદમાં આવી વકીલાત શરૂ કરી. અનુભવ લેવા મુંબઇની

હાઈકૉર્ટમાં આવ્યા. પરંતુ જેતામાં ભાષણ કરવાની તાકાત નહિ તે બેરિસ્ટરૂં કયાંથી ચલાવી શકે ? માંડ માંડ મમીબાઈ નામની સ્ત્રીનો કેસ મળ્યો. કેસ ચલાવવા ઉભા થયા ત્યાં તો આંખે અંધારાં આવ્યાં. ન મ્હોડામાંથી શબ્દ નીકળે, ન તો જજની ખુરશી દેખાય, અસીલ અને કૉર્ટ ગોળ ગોળ ફરતી દેખાય. કૉર્ટમંડળમાં મશ્કરી-નો વિષય મળ્યો. સૌએ મશ્કરીઓ કરી. બેરિસ્ટર મી૦ ગાંધી કેસ પડતો નાંખી રાજકોટ ભાગ્યા. ગાંધી કુટુંબની ઇમારતો જમીનદોસ્ત થઈ. આશા નિરાશામાં પરિણમી. રાજકોટમાં વકીલાત શરૂ કરી અને ભાઈની લાગવગથી કામ મળવા લાગ્યું. ત્યાં તો મોટા ભાઈની સીફારસ માટે પોલિટિકલ એજંટ પાસે જવાનું થયું અને ત્યાં એ ગોરા અમલદારે એમનું ભારે અપમાન કર્યું. મહાત્માજીએ રાજકોટ છોડી જવાનો વિચાર કર્યો. આ દરમ્યાન આફ્રિકાના મોટા વેપારી મી૦ અબ્દુલ કરીમનો કેસ મળ્યો અને આફ્રિકા ગયા.

ખુદ માતૃભૂમિમાં જ ગોરાઓ હિંદીઓને હડધૂત કરે તો પછી આફ્રિકા જેવા દેશમાં કરે તેમાં શી નવાઈ ? પાઘડી પહેરીને મી૦ ગાંધી કૉર્ટમાં ગયા અને પાઘડી ન ઉતારી. ન્યાયાધિશને અપમાન થતું લાગ્યું અને પાઘડી ઉતારવા સુચના કરી. મી૦ ગાંધી બેરિસ્ટરે પાઘડી ન ઉતારી અને કૉર્ટ છોડી ચાલ્યા ગયા. આફ્રિકાનાં છાપાંઓમાં આ વિષય ભારે ચર્ચાનો થઈ પડયો, અને મહાત્માજીને જાહેરાત મળી. કોઈએ એમની વલણ પર ટીકાઓ કરી તો કોઈએ પ્રશંસાઓ પણ કરી. ત્યાર બાદ દાવાને અંગે એમને ડરબનથી પ્રિટોરીઆ જવાનું થયું. પહેલા વર્ગની ટીકીટ કઢાવી તેમ છતાં પણ મારીટ્સબર્ગના સ્ટેશન પર એક ગોરા અમલદારે એમને પહેલા વર્ગમાંથી ઘસડી બહાર કાઢ્યા અને ત્રિજા વર્ગમાં બેસવાનો હુકમ કર્યો; કારણ તેઓ હિંદી હતા. ગોરી ચામડી સાથે કેમ બેસી

શકે ? બીજા એક પ્રસંગે ટાગાના ઈન્સ્પેક્ટરે પણ તેમને સારી રીતે માર મારેલો અને ટ્રાન્સવાલમા ફુટપાથ પર ચાલવા માટે એક પહેરેગીરે પણ માર માર્યો આમ વારંવાર હિંદીઓના સ્વમાનની લડતમા ઘણીએ વાર એમને અથડામણોમાં ઉતરવું પડતું પરંતુ આ અથડામણોમાંથી ગાંધીજીને આફ્રિકામા વસતા હિંદીઓની ખરી પરિસ્થિતિનું ભાન થયું. હિંદીઓના હકોનું રક્ષણ કરવા ૧૮૯૪ માં " નાતાલ ઇન્ડીઅન કોંગ્રેસ "ની સ્થાપના કરી અને તે દ્વારા લડત આગળ ધપાવવાનું જારી રાખ્યું

આફ્રિકામા વસતા હિંદીઓમા એકતા સાધવા લાગ્યા, આથી હિંદીઓમા હિંદીપણાનું ભાન થયું અને જાગ્રતિ આવી. દક્ષિણ આફ્રિકામાં સરકારે હિંદી મજુરો પર નાખેલા ૨૫ પાઉન્ડના કરની લડત ઉપાડી અને આખરે કેવળ ૩ પાઉન્ડનો કર કાયમ થયો મહાત્માજીનો આ પ્રથમ વિજય આથી ત્યાંના મજુરોમા પણ જાગ્રતિ આવી અને હિંદીઓ સ્વહક્કો માટે લડત ચલાવવા તૈયાર થયા આ દરમ્યાન મી૦ અબદુલ કરીમના કોર્ટમા ચાલતા દાવામાં સમાધાન થયું અને બેઉ પક્ષો સમજુતિ પર આવ્યા મહાત્માજીનું કાર્ય પુરૂં થતાં હિંદ આવવાનો તેમણે ઠરાવ બતાવ્યો પરંતુ ત્યાંના હિંદીઓએ એમને રોકી લીધા, અને હિંદ જવાનું માંડી વાળવા સમજાવ્યા ત્યાર બાદ છ માસની રજા લઈ હિંદ આવવા ઉપડયા

હિંદમા આફ્રિકાના હિંદીઓ પર ગુજરતા જુલ્મની કહાણી રજુ કરી અને હિંદી જનતાની આંખો ખોલી વર્તમાનપત્રોમાં પણ ભારે ચર્ચા ચલાવી અને ભાષણો આપ્યાં આ ખબરો આફ્રિકા પહોચી ત્યારે ત્યાંના ગોરાઓ ઘણા ગુસ્સે થયા, અને પોતાની પોલ ખુલતી જોઇ મહાત્માજી પર રોષે ભરાયા આફ્રિકામા વાતાવરણ

તગ થયુ. મહાત્માજીને જલદી આફ્રિકા પાછા ફરવા તાર મળ્યો. મહાત્માજી ઉપડી ગયા ડરબનના બારામા ગોરાઓનુ મોટુ ટોળુ જમા થયુ અને સ્ટિમરમાથી ન ઉતરવા દેવાનો નિર્ણય કર્યો. એમને પાછા હિદ ધકેલી દેવાની માગણી કરી. મામનો ફટોકટીનો બન્યો અને એમને ડરબનના બારામા સ્ટિમરમા જ સાજ સુધી ગોધાઈ રહેવાનુ થયુ. આખરે તેઓ સ્ટિમરમાથી ઉતર્યા અને રસ્તામાં ચાલવા લાગ્યા. ત્યા તો ગોરાઓના ટોળાંએ એમના પર મારની ઝડીઓ વરસાવી મહાત્માજીને તમ્મર આવ્યા અને એવામા એક પોલીસ અમલદારની સ્ત્રીએ એમને બચાવી લીધા, અને તેમને પારસી રૂસ્તમજી શેઠને ત્યા રવાના કરવામા આવ્યા. ત્યા પણ ગોરાઓના ટોળાએ એમની પુઠ પકડી મહાત્માજીને હિદી સિપાઇના પહેરવેશમા નાશી છૂટવાની ફરજ પડી

માર મારનાર ગુડાઓ પર કામ ચલાવવા હિદી વજીર તથા ત્યાના જ ગોરા અમલદારે ગાધીજીને સુચના કરી પરતુ ક્ષમાના અવતાર એવા મહાત્માજીએ માર મારનાર ગુડાઓને ક્ષમા આપી. 'ગોરાઓ' પોતાની ગુડાશાહી પર શરમાયા અને મહાત્માજી તરફ પૂજ્ય નજરથી જોવા લાગ્યા એવામા બ્રિટિશ સરકાર અને બોઅર વચ્ચે લડાઇ ફાટી મહાત્માજીએ સ્વયસેવક દળ ઉભુ કરીને સરકારની સુંદર સેવા બજાવી, સરકારે સેવાની ભારે તારીફ કરી, આફ્રિકામા હિદીઓનુ માન વધાર્યું ઉપકારના બદલામા અપકાર પણ એમણે સહન કર્યો દક્ષિણ આફ્રિકાની સરકારની તેમણે સુદર સેવા બજાવી ત્યારે બીજી તરફથી દરેક હિદીઓ જેમા સ્ત્રીઓ તથા બાળકોનો પણ સમાવેશ થતો હતો તેના પર પગવાનો કદા-વવાની ફરજ પાડી. આ કાયદા સામે મહાત્માજીએ સખ્ત વિરોધ ઉઠાવ્યો ત્યારે આગેવાનોને પકડીને જેલમા પુરવામા આવ્યા મહા

ત્માજીને બે વર્ષની સજા થઇ. જેલમાં તેમની પાસે સખ્ત તથા નીચ કામ લેવામાં આવ્યું. મુંગે મ્હોડે બધુંએ સહન કરી ગયા. જેલમાંથી છૂટીને હિંદીઓને સાદાઇ, સંયમ, સ્વચ્છતા, વિવેક અને સ્વમાનના પાઠો પઢાવ્યા.

હિંદીઓની હાડમારી આટલેથી પતે તેમ ન હતું. હજી તો મજુરો પરનો ત્રણ પાઉંડનો બાકી રહેલો કર નાબુદ કરાવવાનો હતો. મહાત્માજીએ પ્રચંડ સત્યાગ્રહ આદર્યો. હજારો હિંદીઓ જેલમાં ગયા, હિંદી સ્ત્રીઓએ પણ લડતમાં ઝુકાવ્યું. સત્યાગ્રહીઓ પર જુલ્મની ઝડીઓ વરસી. સખ્ત હાથે કામ લેવાયું અને ચાબુકો તથા દંડાઓથી માર પણ મારવામાં આવ્યો. મુંગે મ્હોડે સર્વે દુઃખો હિંદીઓએ સહન કર્યાં પરંતુ અદ્દભૂત શાંતિ તથા સહનશીલતાના પાઠ મળ્યા. ૧૯૧૪ માં આ સત્યાગ્રહનો અંત આવ્યો, મજુરો પરનો ત્રણ પાઉન્ડનો કર નાબુદ થયો. મહાત્માજીનો આફ્રિકામાંનો આ બીજો મહાન વિજય.

આફ્રિકામાં વિજયનો ડંકો બજાવી મહાત્માજી હિંદ આવ્યા અને ગુજરાતમાં સાબરમતિના કીનારે ૧૯૧૫ ની સાલમાં આશ્રમ સ્થાપ્યો. લોકસેવા, હરિજન ઉદ્ધાર તથા ખેડુત ચળવળ હાથ ધરી. વિરમગામની લાઇનદોરી, ચંપારણ્યની ખેડુતોની હાડમારીઓ તથા ખેડા જીલ્લામાં પડેલા દુષ્કાળના પ્રસંગે ખેડુતોને રાહત અપાવવા લડત ઉપાડી અને સત્યાગ્રહનું એક અને અજોડ હથીઆર ઉગામ્યું. કેટલેક અંશે સૌને રાહત મળી. વર્ષોથી કચડાતી પ્રજામાં પ્રાણ આવ્યા અને જાગ્રતિના પૂર જામ્યાં. હિંદી સરકારને વિશ્વયુદ્ધ પ્રસંગે કરેલી મદદના બદલામાં ૧૯૧૯માં રૉલેટ બિલ નામના કાયદાની હિંદી જનતાને ભેટ મળી ! હિંદીઓની રહીસહી સ્વતંત્રતાને પણ કચડી નાખવા સરકારે પંજો ઉપાડયો. હિંદી પ્રજાએ સામનો

કર્યો. હિંદભરમાં સત્યાગ્રહ શરૂ થયો. કાયદાભંગની ચળવળ ચોમેર ફાટી નીકળી. સ્વહક્કો માટે લડતી નિઃશસ્ત્ર પ્રજાપર ગોળાઓ વરસી. જનરલ ડાયરે હદ કરી. જલીઆનવાળો બાગ નિર્દોષોનાં રક્તે છંટાયો. આ ગમખ્વાર બનાવની તપાસ કરવા જતાં મહાત્મા ગાંધીજીની ધરપકડ કરી. આ સમાચાર મળતાં અણુસમજુ લોકોએ હુલ્લડો કર્યાં. કેટલાક હિંસક બનાવોના કારણે ગાંધીજીએ સત્યાગ્રહ મોકુફ રાખ્યો.

ગાંધીજીએ જનતામાં વ્યાપેલ ઉત્સાહ તથા ધગશનું માપ કાઢી લીધું. અને ખાદીના ઉપયોગનો મંત્ર આપ્યો. ઘરેઘર રેંટીઆ ફરતા થયા. દેશના હજારો ગરીબોને રોજી મળવા લાગી. હિંદીઓના એશઆરામનો વિરોધ થયો. દેશને ખાતર પ્રાણ પાથરનારા અનેક વીરલાઓનો સાથ મળ્યો. નાગપુર ખાતે મળેલી મહાસભામાં હિંદને એક વર્ષમાં સ્વરાજ અપાવવા તેમણે હાકલ કરી. ચારે તરફથી આ નિર્ણયને અનુમોદન મળ્યું. એક કરોડ જેટલું ફંડ મહાત્માજીને ચળવળ ઉપાડવા એનાયત થયું. બારડોલી તાલુકામાંથી લડતના શ્રીગણેશ મંડાયા. પરંતુ ચૌરાચોરીના કમનસીબ બનાવથી મહાત્માજીને સખ્ત આઘાત પુગ્યો. કેટલાક બેસમજ લોકોએ પોલીસ પારટી સામે મારામારી કર્યાનો પ્રસંગ બન્યો. પુનઃ સત્યાગ્રહ મોકુફ રહ્યો. આ બાબતમાં ઘણા હિંદી નેતાઓ વિરૂદ્ધ પડેલા. રાજ્યદ્રોહના આરોપસર ગાંધીજીને ૭ વર્ષની સજા થઈ પરંતુ નરમ તબિયતના કારણે ૧૯૨૪માં સરકારે તેમને છોડી દીધા.

જેલમાંથી મુક્તિ મળતાં તેમણે ફરી પાછી પોતાની ચળવળને સજીવન રાખવા ભારે પ્રયાસો આદર્યા. હિંદુ–મુસ્લીમ એકતા માટે ભારે પ્રચાર કર્યો. અને કેટલાંક કોમી રમખાણોને લઈને તેમણે ૨૧ દિવસના ઉપવાસો આદરેલા. હરિજન ઉદ્ધાર માટે દેશને હાકલ કરી. ૧૯૩૦ માં પૂર્ણ સ્વરાજની કલકત્તાના કોંગ્રેસ અધિવેશનમાં

ઘોષણા થઇ સ્વતંત્રતાની પ્રતિજ્ઞાઓ ઠેરઠેર વંચાઇ ૧૯૩૦ ની માર્ચ માસની બારમી તારીખે સાબરમતિના સંતે ઐતિહાસિક દાંડી કૂચ માંડી એમની સાથે ૮૦ સૈનિકો જોડાયા પગપાળે ગુજરાત ઘૂમતા તથા જાગૃતિના પૂર જમાવતા ગાંધીજી તા૦ ૬ઠ્ઠી એપ્રિલના રોજ દાંડી ખાતે પુગ્યા વૃદ્ધાવસ્થા છતાં આ શક્તિ જોઈ જનતાને તેમનામા દૈવિ ચમત્કાર લાગ્યો જનતાએ મહાત્માજીના માર્ગે ઝપલાવ્યુ દેશમા ચોમેર લડાઇની શરૂઆત થઇ જનતાએ પૂર્ણપણે અહિંસાનું પાલન કર્યું અને મીઠાના કર સામે જુબેશ ઉઠાવી ઠેર ઠેર મીઠું પકાવવામા આવ્યુ ત્યારે દેશનાયકો પણ મશ્કરી કરતા કે આથી શો અર્થ સરશે પરંતુ જ્યારે તેનુ આશ્ચર્યજનક પરિણામ આવ્યુ ત્યારે સૌ કોઇ વિસ્મય પામ્યા એક વખત એવો પવન આવી ગયો કે જ્હાને માટે જે બ્રિટનને અમેરિકા છોડવુ પડયુ તે બ્રિટનને મીઠા માટે હિંદને પણ છોડવુ પડત

સરકારે સઘળા દેશનાયકોને જેલમા પૂર્યા વીરાંગનાઓએ પણ સુંદર સાથ આપ્યો લડત પૂર જોશથી ચાલી અને સરકારને પણ ખબર પડી કે હિંદીઓમા હવે જાગૃતિ આવી છે સહાયને માટે ગુનાખોરીની જંજીરોમા જકડાઈ રહેવા સર્જાયેલું નથી લડત વધુ લંબાતા તથા અનેક વ્યક્તિઓની માલમિલ્કત ફના થતા તથા નેતાઓના જેલમાં જવાથી ધગશને વેગ મળતો ધીરો પડવાથી લડતમા કેટલેક અંશે કમજોરી આવી પુનાની મધ્યેથી મહાત્માજીએ ગોળમેજી પરિષદમા હાજરી આપી હિંદની બીના રજુ કરી પરંતુ ખાસ પરિણામ ન આવ્યુ મુંબઈ પાછા ફરતાં સરકારે તેમને પકડી લીધા અને પાછળથી હરિજનો માટે મરણ પર્યંતના ઉપવાસો આરંભ્યા તેમની સ્થિતિ ચિંતાજનક બનેલી જોઇ સરકારે તેમને છોડી મૂકયા હરિજન ઉદ્ધાર માટે હજીએ ફતેહમંદ પ્રયાસો ચાલુ છે

રાજકીય ક્ષેત્રમાંથી મહાત્માજીએ સંન્યાસ લીધો છે. છતાં પણ કોમી સમાધાન માટે તથા સરકાર અને મહાસભા વચ્ચે માનભર્યો સંબંધ ટકાવી રાખવા તેઓ ભગીરથ પ્રયાસો આદરી રહ્યા છે. એમના પુણ્યપ્રભાવે હિંદના અગીઆરમાંથી સાત પ્રાંતોમાં કોંગ્રેસનું સામ્રાજ્ય પ્રવર્તે છે. બીજા બીનકોંગ્રેસવાદી ચાર પ્રાંતોના પ્રધાન મંડળોનું અસ્તિત્વ શંકાભર્યું થઈ પડયું છે.

મહાત્માજી તથા તેમના અનુયાયીઓએ વેઠેલાં સંકટો પર હિંદની આઝાદીની ઇમારત જોરશોરથી ચણાઇ રહી છે એમની અંતીમ ઇચ્છા હિંદને પૂર્ણ સ્વતંત્ર થયેલું જોવાની છે.

પ્રભુ એમની એ મુરાદ પૂરી પાડવા જનતાને બળ આપો અને એમને દીર્ઘાયુ બનાવો.

# ખાન અબ્દુલ ગફારખાન

હિંદુસ્તાનની છેક ઉત્તરે અંધારો પ્રદેશ આવેલો છે. એ કહેવાતા ગોઝારા પ્રદેશથી આપણે ડરતા હતા અને એ પ્રદેશ ભયરૂપ હોવાની શંકા ઉઠતી હતી. એ પ્રદેશ તે સરહદ પ્રાંત.



ખાન અબ્દુલ ગફારખાન

એ પ્રદેશ અંધારો એટલા માટે કે ત્યાંની ઘટનાઓથી આપણે અજાણ હતા ઘ સત્ય ઘટનાઓ આપણને મળતી નહિ. ગોઝારો પ્રદેશ એટલા માટે કે ત્યાં 'ભયંકર' લેખાતા પઠાણો વસે છે આપણે અત્યાર સુધી એવી માન્યતા ધરાવતા કે પઠાણો એટલે ઘાતકી, લૂટારા, ડાકુ અને જૂલમી માણસો એ અંધારા પ્રદેશમાં પ્રકાશ પડયો ખાન બિરાદરો અને ખુદાઈ ખિદમતગારોનો સમાગમ થયો. આપણી ભાવનાઓએ પલટો ખાધો પઠાણ એટલે સેવાભાવ, ઉમદા હૃદય

અને વિવેકની મૂર્તિ, શૌર્ય અને સ્વદેશાભિમાનની પ્રતિમા એવી નવિન પ્રતીતિ આપણને સાંપડી એ ખાન બિરાદરો તથા તેમના અનુયાયીઓના શુદ્ધ હૃદયથી દર્શન કર્યા હશે તેમના મસ્તક નીચા નમ્યા વગર રહ્યા હશે નહિ

એ બે બહાદુર પઠાણોમાના નાના ભાઈ તે ખાન અબ્દુલ ગફારખાન તેમનો જન્મ ઉતમાનઝાઇ ખાતે ૧૮૯૦ ની સાલમાં થયો તેઓ અમીર અને ખાનદાન કુટુંબમા જન્મ્યા હતા તેમનો સ્વભાવ ગભીર તથા શરમાળ નાનપણથી જ હતો છતાં તેઓ કાર્યમા ખંતિના હતા મિશનશાળામા એ સમયમા ભણવા જનારાઓ પર લોકો ઘણી ટીકા કરતા પરંતુ તેમના પિતા બહેરામખાન સુધરેના વિચારના હોઇ લોકોની ટીમની ગણના ના કરી અને પેશાવરની મિશન સ્કુલમા મૂકયા તિવ્ર બુદ્ધિના ખાનભાઈનું મન ભણવામા કેમે કરી ન ચોંટે અને આખરે મેટ્રિક સુધી આવીને તેમણે અભ્યાસ પડતો મૂકયો તેમના શિક્ષક રેવરંડ વીગ્રમ હતા તેઓ ઘણા સારા સ્વભાવના હતા એટલ જ નહિ પરંતુ સુશીલ, ત્યાગી, પ્રેમાળ પરગજુ અને ધર્મભાવિક હતા પોતાના સદ્ગુણો શિષ્યોમાં રેડવા તથા તેમને રીઝવવા ઘણા આતુર રહેતા વિદ્યાર્થીઓને કોઈ પણ જાતની મુશ્કેલીઓ હોય તો તે દૂર કરવા હર હમેશ પ્રયાસો કરતા આ સદ્ગુરૂના વિદ્યાર્થી ખાન પણ હતા તેમના પર શિક્ષણના સસ્કારની ઠીક ઠીક અસર પડી ગુરૂ પોતાને મળતા પગારમાથી બચતો ભાગ વિદ્યાર્થીઓ પાછળ ખર્ચી નાખતા આટલી બધી ધર્મભાવના જોઈ તિવ્ર બુદ્ધિના ખાનભાઇ પર ઉંડી અસર પડતાં તેણે તો સ કલ્પ કરી નાખ્યો કે હું પણ મારા ધર્મની, કોમની અને દેશની સેવા ઉમદા અને ખરા હૃદયથી બજાવીશ

ખાનભાઈએ ભણવાનો વિચાર પડતો મૂકયો પિતાને વિચાર

આવ્યો કે વાંધો ન હોય તો ખાન અબ્દુલ ગફારખાનને ઈંગ્લાંડ મોકલીએ અને ત્યા તે એના મોટા ભાઈ ડૉ૦ ખાનસાહેબ સાથે રહેશે. આ વખતે કોમમા ઘણો ઝઘડો પડયો એ જમાનામા લોકો એમ માનતા હતા કે વિલાયત જનારાઓ ખ્રિસ્તી બને છે અને અંગ્રેજ છોકરીઓ સાથે લગ્ન કરે છે અને બન્યું પણ એમ જ ડૉ૦ ખાનસાહેબે અંગ્રેજ યુવતિ સાથે લગ્ન કર્યાં અને લોકો વધારે ઉગ્ર બન્યા. આજ અરસામા તેમના કુટુબમા બે ત્રણ મરણો થયા એટલે અબ્દુલ ગફારખાનનો વિલાયતનો પ્રવાસ પડતો મૂકાયો

હવે શુ કરવુ ? એ પ્રશ્ન તેમને મુઝવી રહ્યો ઘણા પઠાણો લશ્કરી નોકરીમા જોડાતા ખાનભાઈના કુટુબીઓ પણ લશ્કરી ખાતાના મોટા ઓદ્ધાઓ ભોગવતા આથી તેમણે ઓદ્દેદારની જગ્યા માટે અરજી કરી સાડા છ ફુટ ઉંચા, ટટ્ટાર અને કદાવર બાંધાના એ પઠાણની અરજીનો કોણ અસ્વિકાર કરે ? તેમને જગ્યા મળી લશ્કરી ઓદ્દેદારોનો દમામ, પોષાક, છટાદાર રહેણીકરણી તેમને ઘણી ગમતી અને એ જ છટાથી ધરતીને ધ્રૂજાવવાના સ્વપ્ના તેઓ સેવતા હતા એટલામા એક ઉતરતી પાયરીના યુરોપિયન અમલદારને ઉંચી પાયરીના પઠાણ અમલદારનુ અપમાન કરતા જોયો આથી તેમને લશ્કરી દમામ પર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એ ગુલામગીરી ભરેલો દેખાવમા દબદબાવાળો ઓદ્દો ન સ્વિકાર્યો એમના એ સ્વપ્ના કેવળ સ્વપ્નાજ રહ્યા પરદેશી શાસન કરનાર પ્રજાના સભ્યનુ અસભ્ય વર્તન નિહાળી તેમને ઘણુ લાગી આવ્યુ ગુલામીની જંજીરોમાથી મુક્ત થવાની ભાવનાઓ હૃદયમાં જન્મ લેતી તેમણે અનુભવી

ત્યાર બાદ તેઓ હિંદમા આવ્યા અને ૧૯૨૦ મા હિંદ ખાતે નાગપુરમા ભરાયલી મહાસભાની બેઠકમા તેમણે હાજરી આપી

એક વર્ષ અલીગઢમાં અભ્યાસ કર્યો રાષ્ટ્રિય છાપાઓનો પણ તે અભ્યાસ કરવાનો અવકાશ મળ્યો અને ૧૯૧૧ માં ગુરમહાઈ દાજીએ સ્થાપેલી રાષ્ટ્રિય શાળાઓની સ્થાપનામાં અગ્રભાગ ભજવ્યો. સરકારના ચોપડે તેમનું નામ ચઢ્યું, અને તેઓ 'બહારવટીઆ' કહેવાયા. રૌલેટ બિલનો વિરોધ કરવા મોટી મેદનીવાળી સભા ઉન માનઝાઈ ખાતે ભરાઈ હતી તેના નાયક તેઓ હતા. તેમને પકડવામાં આવ્યા. વગર કેસે તેમને જેલમાં પૂરવામાં આવ્યા. અ જેલમાં તેમણે ઘણા કષ્ટો સહન કર્યાં. ઘણી વેળાએ તેમને ગોળીએ ઠાર કરવાની ધમકીઓ અપાયેલી પરંતુ એ ખૂદાના બંદાને મરણનો ભય ન હતો. જેલમાંથી છૂટીને ખિલાફતની ચળવળ ઉપાડી લીધી અને અફઘાનિસ્તાનની હીજરતે પણ તેઓ ગયેલા. ૧૯૨૧ ની સાલમાં તેમણે 'આઝાદશાળા' સ્થાપી. આખા પ્રાંતમાં તેની શાખાઓ પ્રસારી મૂકી. સરકારને ઊંડો ઘા લાગ્યો અને તેથી આખો ખાનભાઈ પર લાલ થઈ તરત જ તેમને કેદ પકડવામાં આવ્યા અને તેઓ ત્રણ વર્ષની સખ્ત સજાના ભોગ બન્યા.

આ જેલ તેમને માટે ઘણી આકરી હતી પરંતુ ખુદાનો પયગામ લઈને આવેલા ખાનને તો તેમાં ઉલ્લાસ આપડતો. તેમના શરીર અંગે ખાસ બેડીઓ કરાવવી પડી. એ બેડીઓથી તેમના ઘુંટણો છોલાઈ ગયા. તેમાંથી લોહી વહેતું હતું પરંતુ તેમની દયા કોઈને ન આવી. ચક્કી પીસવાનું કામ તેમને સોંપાયું અને ૨૫ શેર અનાજ દળવાનું તેમને માથે આવી પડતું. વધારે આકરા કામો તેમને સોંપવામાં આવતાં તે તેઓ સહર્ષ સ્વિકાર્યે જતા. તેમનું ૨૨૦ રતલ વજન ઘટીને ૧૬૦ થઈ ગયું હતું. અંધારી કોટડીમાં રહેવું પડતું. તેમના પર જુલ્મની ઝડીઓ વરસતી. તેમની પાસે માફી મંગાવવાની બાજી નિષ્ફળ નિવડી. આવા

મમણ સમયમાં પણ તેમણે સત્યનું પાલન કર્યું. કેટલાક અમલદારો તથા પોલીસોએ તેમનું કામ ઓછું કરવા અરજ કરી પરંતુ ખુદાના બંદાએ જણાવ્યું કે જો હું તમારી દયા પર જીવવા માંગતો હોઉં તો શા માટે હું માફી માગી છૂટો ન થઇ જાઉં ! એમના આ જવાબથી સૌ કોઇ ચકિત્ થયાં.

એક પોલીસ કોન્સ્ટેબલ લાંચરૂશ્વત લેતો હશે. તેને અબ્દુલ ગફારખાને શિખામણ આપી અને પ્રમાણિકપણે જીવન ગાળવાનો ઉપદેશ આપ્યો. પેલા પોલીસ કોન્સ્ટેબલનો હૃદયપલટો થયો અને તેણે નોકરીમાંથી રાજીનામું આપી દીધું. સરકાર હવે ભડકી અને ખાનને પંજાબની જેલમા ખસેડ્યા. અહીં તેઓ શીખ અને હિંદુ મિત્રોના સમાગમમા આવ્યા. ગીતા, ગ્રંથસાહેબ અને બાયબલનો અભ્યાસ કર્યો. ૧૯૨૪ થી ૧૯૨૯ નો સમય હિંદુ–મુસ્લીમ રમખાણોનો હતો. તેમને તેમા સંડોવી લેવા ઘણા પ્રયાસો થયાં, પરંતુ એઉ બિરાદરો કોમી કડવાશથી અલગ રહ્યા અને સાચા ઇસ્લામીને શોભે એવા ઉદ્‌ગારો કાઢ્યા. “ મઝહબની કીમત વર્તનમાં છે, ઇસ્લામ એટલે અમલ, યકીન અને મહોબ્બત. જેનામાં એ સદ્‌ગુણો નથી તે મુસલમાન નથી. એક જ અલ્લાહની બંદગી અને પાક કામોથી મોક્ષ મળે છે. એમ કુરાને–શરીફમા ચોખ્ખવટથી જણાવવામાં આવ્યુ છે. ”

“ પરધર્મ પ્રત્યેની સહિષ્ણુતાથી જ નહિ પરંતુ પરધર્મ પ્રત્યેના આદરથી જ હિંદુ–મુસ્લીમ એકતા સાધી શકાશે. ”

ત્રણ વર્ષની જેલ ભોગવ્યા પછી પણ અબ્દુલ ગફારખાને રાષ્ટ્રિય શિક્ષણનું કાર્ય ઉપાડી લીધું. સમાજસુધારાનાં કામો પણ શરૂ કર્યાં અને અભણ, બીનકેળવાયલા તેમજ બદીઓવાળા

ઓનું પાલન કરતા. છતાં ૧૯૩૦ થી ૧૯૩૩ સુધીમાં તેમના પર ઘણો ત્રાસ વર્તાવવામાં આવેલો; જે કથાઓ સાંભળતાં આજે પણ દીલનાં રૂવાં ઉભાં થઈ જાય છે.

૧૯૩૧ ની આખરે ખાનભાઇઓ પકડાયા અને સરહદમાં ઑારડિનન્સ રાજનો કડક અમલ શરૂ થયો. ખુદાઇ ખિદમતગારોને નાગા કરીને બળતે બપોરે ખુલ્લા ચોગાનમાં ઉભા રાખવામાં આવ્યા. ભારે પત્થરો તેમની ગરદનો પર મૂકીને તેમને ઉંચી ટેકરીઓ પર ચઢાવવામાં આવ્યા. ઘાયલ થઇને હૅાસ્પિટલમાં પડેલા પઠાણોને પણ સખ્તાઇથી ભગાડવામાં આવ્યા. આમ છતાં પણ તેમણે અહિંસાના સિદ્ધાંતનું પૂરેપૂરૂં પાલન છેવટ સુધી કર્યું. ખાન અબ્દુલ ગફારખાનના નાની વયના ૧૨–૧૩ વર્ષના પુત્રને પણ માર મારવામાં આવ્યો. તેના પર હુમલો થયો પરંતુ પોલીસ વચ્ચે પડયો અને પોલીસના હાથે જ પોલીસ ઘવાયો. ખાનભાઇ પર દશ આરોપો મૂકી તેમને બળવાખોર ગણી કાઢયા. પઠાણો તેમનો પડતો બોલ ઉઠાવનારા બન્યા હતા, એટલે તેમને ત્રણ વર્ષની સખ્ત સજા થઈ, અને તેમનો ત્યાર બાદ શરતી છુટકારો કરવામાં આવ્યો. તેઓને સરહદ તેમજ પંજાબમાં જવા મનાઇ હુકમ ફરમાવવામાં આવ્યો હતો કારણ તેઓની પ્રવૃત્તિઓ સરહદના પ્રાંત ઉપરાંત સરહદનાં બીજાં ગામોમાં પણ પ્રસરેલી હતી. માલખંડ, બાજોર અને સ્વાતમાં પણ આ પ્રવૃત્તિ ઉંડું રૂપ લેતી હતી. સરકાર આથી વધુ ચેતી અને કોઇ પણ પ્રકારે તેમની ચળવળ દાબી દેવા અંતિમ ઉપાયો આદર્યા. પરંતુ ખુદાઇ ખિદમતગારો તો ખુદાના બંદા જ રહ્યા–અહિંસાના ઉપાસક રહ્યા.

હજારો એકરની જાગીરના માલીક ખાન અબ્દુલ ગફારખાને

પઠાણોને તેમણે તાલીમ આપવા માંડી. આ રીતે લોકોમાં જાગૃતિ આવ્યે જતી હતી. તેઓ બોલવા કરતાં કામ કરવામાં વધુ માને છે. મુંગા તથા સાદા કામ કરનારાઓમાંના તેઓ એક છે. તેમણે ૧૯૨૧માં સ્થાપેલી 'આઝાદશાળા' ૧૯૩૨ સુધી સારી રીતે ચાલી પરંતુ ૧૯૩૨માં બધાએ શિક્ષકોને પકડવામાં આવ્યા. આ સંસ્થા ત્યારથી બંધ થઈ, તેનાં ભણનારા વિદ્યાર્થીઓનું જબરૂં મંડળ ખુદાઈ ખિદમતગાર બન્યું. ખુદાઈ ખિદમતગાર બનવું એ સહેલ વાત ન હતી. તેના કાયદા અને કાનુનો ઘણા કસોટીભર્યા હતા. અને કષ્ટ આપનારા હતા. તેનું પાલન કરવું, એટલે ખરેખરા આદર્શ સ્વયંસેવક બનવું. આ મંડળમાં દાખલ થનારાઓને પ્રતિજ્ઞા-પત્ર પર સહી કરવી પડતી.

અગાઉ મંડળની પ્રવૃત્તિઓમાં ખાસ કરીને આડે રસ્તે ચઢેલા પઠાણને સુધારવાનું, અને તેને માણસાઈમાં લાવવાનું, દારૂ છોડવવાનું, લગ્નાદિ પ્રસંગોએ ખર્ચ ઓછો કરવાનું કામ હતું.

પરંતુ ૧૯૨૯ માં આ મંડળે મહાસભાની પ્રવૃત્તિઓ ઉપાડી લીધી અને તેના કાર્યક્રમ પ્રમાણે ૧૯૩૦ ની લડતમા જોડાયા. પરદેશી કાપડનો બહિષ્કાર કર્યો. દારૂનાં પીઠાંઓ પર પિકેટિંગ આદર્યું, લશ્કરી રિતે ડ્રીલની તાલિમ લેવાઈ અને માઇલોના માઇલો સુધી કૂચકદમ કરતા. આ લોકો માટે મંડળમાં જોડાવાની મુખ્ય શરતો હતી અને પ્રત્યેક સભ્ય પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવતી હતી. ખુદા, કોમ, દેશની સેવા, અહિંસાનું સંપૂર્ણ પાલન, આત્મબલિદાન અને શુદ્ધ જીવન એ મુખ્ય શરતો હતી. શિસ્તપાલન માટે કડક પગલાં લેવાતાં. આ સૈનિકો બહાદુરીથી પોતાની લીધેલી પ્રતિજ્ઞા-

રીમાં મસ્ત રહે છે. ઇશ્વરશ્રદ્ધાએ પોતાનાં કામો આગળ ધપાવે છે. ધુરંધર કર્મયોગી છે. ત્રણ વર્ષ જેલમાં ગાળીને જ્યારે તેઓ વર્ધા આવ્યા અને જમનાલાલ બજાજને ત્યાં ઉતારો લીધો અને ગાંધીજી તથા જમનાલાલ બજાજ સાથે વધુ સમાગમ થયો ત્યારે તેઓ ભારે આનંદમાં આવી ગયા હતા.

વર્ધા ખાતે તેઓ ગાંધીજીની દોરવણી હેઠળ ચાલવા લાગ્યા હતા અને સર્વે કાર્યોમાં તેમની આજ્ઞા લેતા; પછી તે રાજકીય સામાજિક કે કુટુંબને લગતી બાબત હોય. પોતાની બાળકી મહેર-તાજ વિલાયતમાં અભ્યાસ કરતી હતી અને નાનો પુત્ર અબ્દુલ-વલી દહેરાદુનની કર્નલ બ્રાઉનની શાળામાં સિનિઅર કેમ્બ્રિજમાં પસાર થયો હતો તેમને વર્ધા બોલાવી લીધા અને ગાંધીજી તથા મીરાંબ્હેનને સોંપ્યાં. આશ્રમના કડણ જીવનમાં મખમલ જેવા બાળ-કોને ઉછેરવા કરતા જો કે ગાધીજીએ ના પાડી. છતાં સરહદના ગાંધીએ જણાવ્યું કે " એ છોકરાં હિંદનાં છે અને હિંદમાં વસતાં કોઇ પણ બાળકો જેટલાં કષ્ટ વેઠે છે તેટલા કષ્ટ પામશે તો પણ મને પરવા નથી. તેઓને દેશના ભલા માટે જ ઘડવાના છે."

ગાંધીજી સરહદના ગાંધીની આટલી બધી દેશભક્તિ પર આફ્રીન બન્યા. સારૂંએ હિંદ આજે તેમને તેમના ત્યાગ અને સંયમને લઇને સરહદના ગાંધીના ઉપનામથી જ ઓળખે છે.

પરદેશથી તથા દૂર ગામથી પોતાની બેટી તથા બેટાને બોલાવી લીધા હતા અને ભાગ્યેજ થોડા દિવસો થયા હશે ત્યાં

પોતાની માલમિલ્કતની નમા કર્યા વિના દેશપ્રેમને વધુ કિંમતી ગણ્યો. સુખ અને સાહ્યબીને તેમને ઠોકરે ઉડાવી. તેમના બંગલા, વાડી વજીફાને અને તેમની ઘણી માલમિલ્કતને સરકારે કબજે કરી. અમીરજાદાએ સઘળું સહન કર્યું. ૧૯૩૧–૩૨ ના અરસામાં તેમ-સારાએ કુટુંબને ગીરફતાર કરી અનેક અપમાનો સત્તાધારીઓએ કર્યાં, પરંતુ મુંગે મોઢે તે સ્વિકારી લીધાં. અમીરે અમીરી અને ખાનદાની ન છોડી. સ્વભાવે તેઓ સાધુ જેવા દીસે છે. દોરદમામની તેમને લાલસા નથી. દેશ અને ગરિબોના કલ્યાણ ખાતર તેઓ હરહંમેશ રચ્યાપચ્યા રહે છે. પગપાળાની મુસાફરી, ધર્મશાળાઓમાં વાસ, સુકો રોટલો, ફાટીતુટી ગોદડી અને સાધુપણા જેવા જીવન તેમજ નિરાભિમાનને લઈને તેઓ દેશના ગરિબમાં ગરિબ માણસના હૃદયમાં ઉંચું સ્થાન મેળવી શકયા છે. આજે હજારો બલ્કે લાખો માણસો તેમના અનુયાયી તથા ઉપાસકો બન્યા છે. તેમના હુકમો બજાવવા તૈયાર થયા છે. સૌ કોઇના હૃદયમાં પ્રશ્ન ઉઠે છે " અમીરી વધારે કે ફકીરી ? "

ખાન અબ્દુલ ગફારખાન ગાંધીજીના પૂરા શિષ્ય રહ્યા છે. મહાસભાના આદર્શ સિપાઈ બન્યા છે અને તેનો હુકમ ઉઠાવવા ખડે પગે તૈયાર છે. ૧૯૩૪ મા જ્યારે મહાસભાના પ્રમુખસ્થાન માટે તેમને વિનંતિ કરવામાં આવી ત્યાં તેમણે કહ્યું કે " હું તો મહાસભાનો સિપાઇ છું. હુકમ ઉઠાવવાનું મારૂં કામ છે અને સિપાઇગીરી કરતાં જ મ્હારાં હાડ પડે એ જ માગું છું. " ગાંધીજીની શ્રદ્ધા તથા તેના જ આધારે કાર્ય ઉપાડવાની રિત એ જ તેમને માટે ભારે આકર્ષણ છે. અને તેથી તેઓ તેમના પૂજારી બન્યા છે. તેઓ ઘણું શુદ્ધ જીવન ગાળે છે ફકી-

હતી. સરકાર કાબુ ખોઇ બેઠી. આ જબરજસ્ત હિલચાલના સર્વમાન્ય શિરોમણી કેપ્ટન ગાંધી–એ–સરહદ વગેરે નામોથી પંકાયલા ખાન અબ્દુલ ગફારખાન હતા. મુશ્કેલીઓથી અથવા સરકારથી નિડર રહીને મુંગું અને ખંતીલું કામ કર્યા કરીને સરહદપ્રાંતમાં તેમણે લોકોની અજબ મહોબત પ્રાપ્ત કરી છે. તેઓ રાજદ્વારી, ખટપટ કે લુચ્ચાઇવાળા માણસ નથી; કુનેહ અને ચાલબાજીઓથી સાવ અજાણ તથા નિર્દોષ છે. છતાં એ ઇશ્વરપરાયણ માણસને સરકાર તો સરહદના બહારવટીઆ તથા ભયંકર માણસ તરિકે જ ઓળખે છે.

કાયદાની ઝીણી ઝીણી બાબતોમાં તેમને ગમ નથી. ગાંધીજીની અહિંસક કાર્યની અને સત્યાગ્રહની આશ્ચર્યજનક પદ્ધતિ તેમને ગળે ઉતરી ગઇ છે. હિંદુ–મુસ્લીમ સંગઠન માટે તેઓ મથી રહ્યા છે. અને તે પાછળ પોતાથી બનતા પ્રયાસો આદરી રહ્યા છે. અને સફળતા મેળવ્યે જાય છે. તેઓ ઉચ્ચ ચારિત્ર્યથી મહાસભામાં પ્રિય થઇ પડયા છે.

૭ વર્ષો પછી સરહદના ગાંધી માદરવતનમાં પુનિત પગલાં માંડશે. આ સમાચારથી સારોએ સરહદ પ્રાંત આજે આનંદના ઉત્સવો ઉજવવાની અને ખાનસાહેબને શાહી આવકાર આપવાની તડામાર તૈયારીઓ કરી રહ્યો છે. અત્યારે તેઓ સિંધમાં છે. અને કરાંચીથી તા૦ ૨૬ મી ઑગસ્ટના રોજ પંજાબ મેલ મારફતે તેઓ પેશાવર તરફ ઉપડી ગયા છે. પ્રતિબંધ દૂર થતાંની વાર તેઓએ એક ભવ્ય મેળાવડા સમક્ષ ભાષણ આપતાં તેમણે હિંદુ મુસ્લીમ એકતા સ્થાપવા ઉપદેશ આપ્યો છે; અને સરકારને અપીલ કરી છે

તો મુબઇ ખાતેના ભાષણથી તેમને પાછા પકડવામાં આવ્યા બાગેરો રડતાં હતાં અને ખાન અબ્દુલ ગફારખાનને પણ ઘણુ જ લાગી આવ્યુ હતું તેમણે આદરેલાં કાર્યો અધુરા રહ્યા તેઓ બગાળના મુસ્લીમોની સેવા બજાવવા માગતા હતા ત્યાના ખેડુતોની દુખી હાલત જોઇ તેમની સેવા કરવા જવાના હતા તેવામા તેમને એકાએક પકડી લેતાં તેમને ઘણો આઘાત પહોચ્યો મુબઇ ખાતે કેસ ચાલ્યો અને ગાધીજીની આજ્ઞાથી જો કે જેણે પોતાના જીવનમા કદિએ દિલગીરી દર્શાવી નથી તેમણે કૉર્ટ વચ્ચે પોતે કરેલી ટીકા માટે દિલગીરી દર્શાવી પરતુ મેજીસ્ટ્રેટે તેને ઠોકરે ઉડાવી બે વર્ષની સખ્ત કેદની સજા ઠોકી

જતા જતા પણ પોતાના બાળકોને સયમી અને ત્યાગી બનવા શિખામણ આપી અને જેલમાં જવા માટે બાપુજીની આજ્ઞા મેળવી સરદાર વલ્લભભાઈ તેમને માટે કહે છે કે 'બાપુ પ્રત્યેની વફાદારીમા ખાનસાહેબથી ચડે એવા હુ તો કોઇને જાણતો નથી'

સરહદના સાગએ હિંસક પ્રદેશને એમણે અહિંસાના ક્ષેત્રમાં ફેરવી નાખ્યો કોઈની કરડી આખ પણ ન સાખી શકે એવા બહાદુર પઠાણોને સામી છાતીએ ગોળીઓ ઝીલતાં શિખવ્યુ શિસ્ત સયમ, અને ત્યાગની મૂર્તિઓ બનાવી ગામડે ગામડે ઘુમીને, જીવનના મોહનો ત્યાગ કરીને જનસેવા એ જ પોતાનો ધર્મ માન્યો છે સાચા ઇસ્લામીને શોભે એવા વર્તનના પાઠ ભણાવતા અને મત્યનુ પાલન કરવા તાલીમ આપતા બ્રિટિશ હિંદની તોફાની સરહદ પર તેઓ વસતા હોઇ હિંદની રાષ્ટ્રિય હિલચાલ સાથે ગાઢ સબધ ધરાવતી આવી તાલીમબાજ હિલચાલ ઝપાટાબધ વધતી જતી

સમુદાયની આંખોમાંથી હર્ષઆંસુ વહેતાં હતાં. ચરસડાના તથા ઉત્તમંઝાઇમાં જંગી સ્વાગત-સભાઓ ભરાઇ હતી. મર્દાન ખાતે આખા રસ્તાઓ કમાનોથી તથા ધ્વજાઓથી શણગારવામાં આવ્યા હતા. જ્યાં જ્યાં હિંદના 'સદ્ગુરૂ' સરહદના ગાંધીજીના પુનિત પગલાંઓ પડી રહ્યાં છે ત્યાં ત્યાં પુષ્પોની વૃષ્ટિ થઇ રહી છે.

કે જો તેમને પાંચ વર્ષની યોજના પાર પાડવાની સરકાર તક આપે તો તેઓ સરહદ પ્રાંતને જરૂર આબાદ બનાવશે.

સરહદના ગાંધી પરથી ઉઠાવાયલા પ્રતિબંધથી સારાએ હિંદમાં અને સરહદના પ્રાંતમાં ઉત્સાહનાં પૂર જામ્યાં છે. સરહદના ગાંધી પોતાના પઠાણ બિરાદરોની સંભાળ લેવા ઉત્સુક બન્યા છે. હિંદના બિહાર, સિંધ, તેમજ અન્ય ગામડાંઓમાં ખેડુતોની અથાગ સેવા બજાવી હિંદુ મુસ્લીમ એકતા સ્થાપવા તેમણે અથાગ જહેમત ઉપાડી છે અને હવે તેઓ સરહદમાં પ્રવેશ કરશે. ખુદાના એ બંદાને પ્રભુ લાંબુ જીવન આપો અને તેમણે ઉપાડેલું કાર્ય સફળ રીતે પાર પાડો. એમના જેવા ચુસ્ત ઇસ્લામી દેશભક્ત, કિમાનોના સાથીદાર તથા મહાત્માજીના ઉપાસક તરિકે મહાસભાના ઇતિહાસમાં તેમનું સ્થાન અજોડ રહેશે.

સેવાક્ષેત્રમાં પ્રભુ તેમને પૂર્ણ શક્તિ આપો. લાંબુ જીવન આપો. સરહદના લાડીલા ખાન સાહેબના માદર વતનમાં પુનિત પગલાં પડતાં લાખો પઠાણોના હૃદયમાં આજે અવનવો આનંદ છવાઇ રહ્યો છે. સરહદના ગાંધીની નિર્મલ મૂર્તિના દર્શન થતાં સૌ કોઇ સફળ ભાગ્ય માની રહ્યા છે. સ્થળે સ્થળે ભાવભીનો સત્કાર થઇ રહ્યો છે. મહાકોટથી ચરસડાના સત્તર અઢાર માઇલ લાંબા રસ્તાઓ પર પઠાણોનાં ટોળેટોળાં ખાનસાહેબના દર્શનાર્થે ભેગાં મળ્યાં હતાં અને જયનાદોથી તેમનો સત્કાર કર્યો હતો. તેમને બેન્ડથી વધાવી લેવામાં આવ્યા હતા તથા રાષ્ટ્રિય ધ્વજ સાગમે મયકોએ ફરકતા હતા. સોળ માઇલ લાંબા રસ્તાની બેઉ બાજુએ પઠાણોની લાંબી હાર લાગી હતી અને તે વચ્ચેથી પસાર થતાં ખાનસાહેબ ઘણા આનંદીત લાગતા હતા. એ દૃશ્ય ખરેખર અનુપમ હતું. માનવ

*Vallabhjee Ramjee.*

# પંડિત જવાહરલાલ નહેરૂ

દેશદાઝ અને ત્યાગના જ્વલંત અવતાર પંડિત જવાહરલાલ નેહરૂને ૧૮૮૯ ની સાલમાં તા૦ ૧૪ મી નવેમ્બરના રોજ પ્રયાગ ખાતે મીરગંજ મહોલ્લામાં શ્રીમતિ સ્વરૂપરાણીએ જન્મ આપ્યો. કુળદીપક પ્રગટ થતા ચોમેર આનંદ અને ઉત્સાહ પ્રસરી રહ્યા. આ પ્રસંગે પંડિત મોતિલાલ નહેરૂ ધન અને કીર્ત્તિના શિખરે હતા. સ્વરૂપરાણીની સુંવાળી ગોદમાંથી પૃથ્વી પર પગલાં માંડનાર સુકોમળ પુત્રને ઉછેરવાનું કામ યુરોપિઅન આયાઓને સોંપાયુ. શિક્ષીકાઓના હસ્તે કેળવણી આપવામા આવી. બાલ્યાવસ્થામા પંડિત જવાહરલાલ અપરીચિત માણસોને શરમાળ તથા બીંકણ લાગતા, પરંતુ ઘરમા લાડ અને સુખમાં ઉછરેલા હોઈ મ્હોડે ચઢાવેલા હતા. ને વળી એકના એક પુત્ર પછી તો પૂછવુ જ



પંડિત જવાહરલાલ નહેરૂ

બ્રુક્સને રૂખસદ આપી. ગમે તેમ થાવ પરંતુ એટલી વાત તો નિર્વિવાદ છે કે પંડિત જવાહરના હૃદયમાં મી૦ બ્રુકસે વાવેલાં બીજના ફળરૂપે જ આજના મહાન દેશભક્ત પં. જવાહર છે.

૧૯૦૫ ની સાલના મે માસમાં વધુ અભ્યાસાર્થે પં. જવાહરલાલ ઈંગ્લાંડ ઉપડી ગયા. હેરો અને કેંબ્રિજની કૉલેજની પરિક્ષામાં તેઓ માનપૂર્વક પસાર થયા. અને 'ટ્રીનીટી ટેંપલ'માં જોડાયા. બેરિસ્ટરીમાં સફળતા પ્રાપ્ત કરી ૧૯૧૫ માં તેઓ હિંદ પધાર્યા. ઇંગ્લાંડના વસવાટ દરમ્યાન તેઓ રાજકાજની વાતોમાં અને ખાસ કરીને લાલા હરદયાલની વાતોમાં પુષ્કળ રસ લેતા. હિંદ આવતાં તેમના હૃદયમાં અનેક વિચારો ઉભરાતા અને મહાન કાર્યો કરવાના કોડ ઉરમાં ઉભરાતા. હૃદયમાં ઉત્સાહ અને ધગશ હતા; છતા મનની મનમાં રહી.

અફસોસઃ રાજકીય ક્ષેત્રમાં સાથીઓ પૂરવાના કોડ મનમાં ને મનમા રહ્યા. લોકમાન્ય તિલક મહારાજ જેલમાં પૂરાયા હતા. બંગ-ભંગની ચળવળ શમી હતી. મધ્યમમાર્ગીઓ મોરલીમિન્ટો સુધારાની યોજના પર મુગ્ધ બન્યા હતા. અંતિમમાર્ગીઓને સરકારે શેર-જોરથી દબાવી માર્યા હતા હિંદનું કામકાજ સાવ મોળુ પડી ગયું હતું. પંડિતજીનો ઉત્સાહ મંદ પડયો. આખરે પંડિતજીએ પ્રયાગ ખાતે વકિલાત શરૂ કરી. છ માસ સાધારણ આનંદમાં વિત્યા, પરંતુ તેમનો આત્મા અકળાઇ ગયો. તેઓ તો હિંદની આઝાદી ઝંખતા હતા, અને તક મળે કાંઇ કરી બતાવવાની ભાવના સેવતા હતા. એટલામાં આવી મહાસભાની બેઠક. ૧૯૧૨ ની સાલમાં નાતાલમાં બાંકીપુર ખાતે મહાસભા ભરાણી. પંડિતજીએ તેમા હાજરી આપી પણ તેમને આમાં ખાસ મહત્વનું લાગ્યુ નહિ. રસ ના પડયો. કચવાતા મને તેઓ પાછા ફર્યાં. અત્યારસુધી પંડિતજીમાં જાહેર સભાઓ

શું ? ભાઇની બોલબાલા થતી. બાળવયથી જ તેમને પરદેશી રાજકર્તાઓના અમલ તથા વર્તન પ્રત્યે સખ્ત અણગમો હતો પરંતુ અંગ્રેજ જાતિ પ્રત્યે અંગ્રેજ તરિકે તિરસ્કાર ન હતો. પંડિતજીને રમતગમતોનાં સઘળાં સાધનો, ભલભલા રાજા મહારાજાઓની ઇમારતોને ભૂલાવે એવા આલીશાન આનંદભુવનમાંથી મળી રહેતાં. ન્હાવા તથા તરવા માટે સુંદર પાણીનો કુંડ હતો. રમવા માટે અનેક રમતોની જગ્યાઓ ખાસ એલાયદી રાખવામાં આવી હતી. પંડિતજીને ટેનીસ રમવાનો સારો શોખ હતો. ઘોડા પર સ્વારી કરવામાં તેમને ઠીક ઠીક મઝા પડતી. પાછળથી ઘાયલ થયેલા સાબરની વેદનાથી પંડિતજીને સખ્ત આઘાત થયો અને શીકાર કરવાના શોખને તેઓએ દબાવી માર્યો. તેમનો દમામ એક રાજકુમારને પણ હઠાવે તેવો હતો, પંડિતજી અલ્હાબાદના "છોટા સરકાર" કહેવાતા.

પંડિત જવાહરલાલ ૭ વર્ષના થતાં શિક્ષણ આપવાની શરૂઆત થઇ. તેઓને કોઇ શાળામાં કે બાળમંદિરમાં મૂકવામાં નહોતા આવ્યા. અગીઆરમા વરસે તેમને ખાસ શિક્ષણ આપવા એ યુરોપિઅન શિક્ષકોની નિમણુંક થઇ. તેમાંના એક ચુસ્ત થીઑસૉફિસ્ટ મી૦ ફરડીનંડ ટી. બ્રુકસ હતા. બીસન્ટ બૈયાની ભલામણથી પં. મોતિલાલ નેહરૂએ તેમની નિમણુંક કરેલી. તેમના હાથ નીચે પંડિતજીએ ત્રણ વર્ષ તાલીમ લીધી આથી તેમના જીવન પર ભારે અસર થવા લાગી. સંયમ, ત્યાગ અને સેવાભાવે તેમના જીવનમાં સ્થાન લીધું અને તેર વર્ષની વયે થીઑસૉફિસ્ટ સંસ્થાના સભ્ય બન્યા. મી૦ બ્રુકસના સિદ્ધાંતોને, મહામંત્રરૂપ ગણી તેઓ પોતાના જીવનમાં ઉતારવા લાગ્યા. પંડિત મોતિલાલ નહેરુને રાજકુમાર જવાહરના ફકીરી વર્તન સામે અણગમો ઉપજ્યો અને મી૦

બ્રુકસને રૂખસદ આપી ગમે તેમ થાય પરંતુ એટલી વાત તો નિર્વિવાદ છે કે પંડિત જવાહરના હૃદયમાં મી૦ બ્રુકસે વાવેલા બીજના ફળરૂપે જ આજના મહાન દેશભક્ત પં. જવાહર છે.

૧૯૦૫ ની સાલના મે માસમાં વધુ અભ્યાસાર્થે પં જવાહરલાલ ઇંગ્લાંડ ઉપડી ગયા હેરો અને કેમ્બ્રિજની કોલેજની પરિક્ષામાં તેઓ માનપૂર્વક પસાર થયા અને ટ્રીનીટી ટેમ્પલમાં જોડાયા બેરિસ્ટરીમાં સફળતા પ્રાપ્ત કરી ૧૯૧૫ માં તેઓ હિંદ પધાર્યા ઇંગ્લાંડના વસવાટ દરમ્યાન તેઓ રાજકારણની વાતોમાં અને ખાસ કરીને લાલા હરદયાલની વાતોમાં પુષ્કળ રસ લેતા હિંદ આવતા તેમના હૃદયમાં અનેક વિચારો ઉભરાતા અને મહાન કાર્યો કરવાના કોડ ઉગ્યા ઉભરાતા હૃદયમાં ઉત્સાહ અને ધગશ હતા, છતાં મનની મનમાં રહી

અફસોસ રાજકીય ક્ષેત્રમાં સાથીઓ પુરવાના કોડ મનમાં ને મનમાં રહ્યા લોકમાન્ય તિલક મહારાજ જેલમાં પુરાયા હતા બંગભંગની ચળવળ શમી હતી મધ્યમમાર્ગીઓ મોર્લીમિન્ટો સુધારાની યોજના પર મુગ્ધ બન્યા હતા અતિમાર્ગીઓને સરકારે શોર જોરથી દબાવી માર્યા હતા હિંદનું રાજકારણ સાવ મોળું પડી ગયું હતું પંડિતજીનો ઉત્સાહ મંદ પડ્યો આખરે પંડિતજીએ પ્રયાગ ખાતે વકિલાત શરૂ કરી છ માસ સાધારણ આનંદમાં વિત્યા, પરંતુ તેમનો આત્મા અકળાઇ ગયો તેઓ તો હિંદની આઝાદી ઝંખતા હતા અને તક મળે કાંઇ કરી બતાવવાની ભાવના સેવતા હતા એટલામાં આવી મહાસભાની બેઠક ૧૯૧૨ ની સાલમાં નાતાલમાં બાંકીપુર ખાતે મહાસભા ભરાણી પંડિતજીએ તેમાં હાજરી આપી પણ તેમને આમાં ખાસ મહત્વનું લાગ્યું નહિ રસ ના પડ્યો કચવાતા મને તેઓ પાછા ફર્યા અત્યાર સુધી પંડિતજીમાં જાહેર સભાઓ

સમક્ષ ભાષણ આપવામાં ભીરૂતા હતી. ૧૯૧૫ ની સાલમાં છાપખાનાંઓના મ્હોડે ડુચા મરાયા. પંડિતજીને તેમાં ભાષણ આપવાનું હતું. પરંતુ ભાષણ કરવામાં તેમને ભય લાગતો હતો. લોકો સમક્ષ બોલાશે કેવી રીતે ? તેમના હૃદયમાં શંકા ઉઠતી. યાહોમ કરીને, ભીરૂતાનો ત્યાગ કરી પંડિતજી માનવમેદની સમક્ષ ધ્રુજતા પગે ઉભા રહ્યા. છટાદાર ભાષણ આપ્યું. ડૉ૦ સપ્રુ તેમના પર મુગ્ધ થયા અને પંડિતજીમાં ભાષણ આપવાની હીંમત આવેલી જોઇને તેઓએ તેમને ચુમી લીધા.

પરિચિત જીવન પહેલાંની આ વાત છે. બાલ્યાવસ્થાની નિર્દોષતા વહી ગઇ હતી અને પંડિતજીના જીવનની વસંતઋતુ બેઠી હતી. યુવાનીનો ઉત્સાહ અને આનંદ તેમની મુખમુદ્રા પર ફરકી રહ્યો હતો. પંડિતજી કાશ્મીરી બ્રાહ્મણ છે. છતાં અંધશ્રદ્ધાએ ધર્મનો ઉપદેશ અપનાવી શકતા નહોતા. જીવનમાંથી જેટલો રસ ચુસાય તેટલો ચુસવામાં અને અનેકરંગી જીવન ગાળવામાં તેઓ અપરાધ માનતા ન હતા. ફુલફટાક થઇને ફરવામાં, નાટક સીનેમા જોવામાં યુરોપના વસવાટ દરમ્યાન તેમણે ઘણો પૈસો વેર્યો હતો. સૌંદર્ય અને રસિકતાના તેઓ ઉપાસક હતા. યૌવનનો ઉલ્લાસ એમના હૃદયનાં બારણાં ખખડાવતો ત્યારે તેને નિર્બંધ વહેતો મૂકવામાં એ અચકાતા નહોતા. ઘડિભર પંડિતજીનું હૃદય, મન એ સૌંદર્યના ચક્રાવામાં ગુંચવાઇ પડતું અને યુવાનીના ઉન્મત્ત ભાવો અનુભવતા.

એમનું જીવન મોજશોખ અને ભવ્ય આલીશાન મહેલમા એશઆરામ ગાળવા માટે સર્જાયેલું ન હતું. સૌંદર્યના ચક્રાવામા ચકડોળે ચડવા કે ઉપયોગ કરવા નિર્માણ થયું ન હતું. કરોડો માનવોનું કલ્યાણ કરવા વિધાતાએ એમના ભાગ્યમાં લખેલું હતું.

એમને તો ફકીરી લેવાની હતી. યુવાનીનો ઉત્સાહ સમયના વહેણમાં વહી ગયો અને શ્રીમતિ કમળા સાથે ૧૯૧૬ માં તેમનાં લગ્ન થયાં. પંડિતજી ગૃહસ્થાશ્રમી બન્યા. આજે તેમના સંતાનોમાં તેમની એકલવાઇ પુત્રિ કુમારી ઇંદીરા હયાત છે. પંડિતજી કેટલાયે વરસોથી સંયમના માર્ગ પર છે।

સત્ય વસ્તુ માટે સામનો કરવામાં પંડિત જવાહરલાલ નહેરૂ કદિએ પાછા પડયા નથી. પંડિત મોતિલાલ નહેરૂને અંતિમમાર્ગીઓ સાથે મતભેદ પડતાં તેઓ મધ્યમમાર્ગીઓ સાથે ભળ્યા. એટલે પછી સામા પક્ષનો તેઓ વિરોધ કરવા લાગ્યા. બંગાળ અને પુનાના કેટલાક નેતાઓ સિવાયના ઘણાખરા અંતિમમાર્ગી પક્ષના સભ્યો યુવકો હતા અને તેઓ મનનું ધાર્યું કરતા મોટા પંડિતજી એ સહન કરી ન શકયા અને એક લેખ લખ્યો. નાના પંડિતજી અભ્યાસાર્થે ઇગ્લાંડમાં હતા. પિતાએ લખેલો લેખ તેમના વાચવામાં આવ્યો. અને તેઓ ગુસ્સે થયા, અને પિતા પર પત્ર લખતાં જણાવ્યું કે આપની આ પ્રવૃત્તિથી બ્રિટિશ સરકારને બેશક આનંદ થશે.

પુત્રનો આવો ઉદ્દતાઇભર્યો પત્ર વાંચી મોટા પંડિતજી ઘણા ગુસ્સે થયેલા.

બીજો પ્રસંગ પણ એવો બનેલો કે તેમને પિતાના શબ્દોનો સામનો કરવો પડયો. ' હોમરૂલ 'ની ચળવળ પ્રસંગે સરકારે મૈયા બેસંટને જેલમાં પુર્યાં હતાં અને તેનો વિરોધ દર્શાવવા લખનૌ ખાતે મળેલી એક મોટી સભાનું મોટા પંડિતજીએ પ્રમુખસ્થાન લીધું હતું. સરકારના કૃત્યોનો વિરોધ દર્શાવ્યા બાદ પંડિત મોતિલાલ નહેરૂએ જણાવ્યું હતું કે આવી જાતનાં વિરોધી આંદોલનો કરવા છતાં આપણે બ્રિટિશ જનતાની સદ્દભાવનામાં વિશ્વાસ

રાખવો જોઇએ, કારણ કે આપણા ભાગ્યનો અંતિમ નિર્ણય તેમના હાથમાં છે.' મોટા નહેરૂનાં આ વાકયો સાંભળી ભર સભામાં નાના નહેરૂએ હીંમતભરી રિતે વાંધો ઉઠાવ્યો અને એ વાકયો પ્રત્યે શંકા દર્શાવી. આવા અનેક પ્રસંગો તેમના જીવનમાં બન્યા હતા. લડત મોકુફીની ગાંધીજીની નીતિ પ્રત્યે પણ તેમણે ઘણીએ વાર વિરોધ દર્શાવ્યો હતો. છતાં મહાત્માજીમાં તેમને સંપૂર્ણ વિશ્વાસ તથા માન હતાં, ગુલામ દેશમાં જન્મ લેવા છતાં તેમણે પોતાના આત્માના અવાજને કદિએ ગુલામ બનાવ્યો નથી.

નહેરૂ કુટુંબ પાયમાલીના માર્ગે 'વળ્યું'. સવિનય ભંગની લડતમાં પિતા પુત્ર બેઉ જણાએ ઝંપલાવતાં તેમની આવક હવે એકદમ ઘટી ગઇ અને અધુરામાં પુરૂં જપ્તિઓ થઇ. ૧૯૨૩ થી ૨૫ ની સાલનો સમય પંડિત જવાહરલાલ માટે આર્થિક પરાધીનતાનો કહી શકાય. પિતા પાસે પુખ્ત ઉંમરે પૈસાની માગણી કરવી એ તેમને ગમતું ન હતું. આખરે તેઓ એવા વિચાર પર આવ્યા કે મહાસભાના કાર્યકર્તાઓએ પગાર લેવો, પરંતુ પંડિત મોતીલાલ નહેરૂએ આ સામે સખ્ત વિરોધ દર્શાવ્યો અને ઝાટકણી કાઢી, અને એ પ્રશ્ન પડતો મૂકાયો.

ધનિકો માટે સવિનય ભંગની લડત જોખમ ભરેલી છે. અને જો તેમને પોતાની માલમિલ્કત માતાની સ્વાધીનતા કરતાં વધારે વહાલી હોય તો બહેતર છે કે લડતમાંથી દૂર રહેવું. પરંતુ મપુત જવાહરને આ કેમ પરવડે ? તેઓ હિન્દની આઝાદી ઝંખતા હતા પંડીતજીને એવો ખ્યાલ આવ્યો કે માલમિલ્કત સર્વસ્વ કઢી નાખવું. પરંતુ તેથી કરીને તેમના ઘરડાં માતુશ્રીની થતી અવદશા તેમને સાલતી અને પુત્રિની કેળવણીનો પ્રશ્ન તેમ કરતાં મુંઝવતો હતો.

આવી વિકટ પરિસ્થીતિમાં તેમને અનેક મોટી કંપનીઓ તરફથી મોટા હોદ્દાની ઓફરો થયેલી. પરંતુ ગમે તેવા સંજોગોમાં પણ દેશસેવા અંગે એ માંગણીઓને પંડિતજીએ ઠોકરે મારી.

એક પ્રસંગ એવો પણ આવ્યો કે કામચલાઉ આર્થિક સ્થીતિ સુધારી લેવા માટે તેઓ પોતાની પત્નીના દાગીના વેચી નાખવા તૈયાર થયેલા.

કેવું અજોડ આત્મબલિદાન ! જે દુઃખદ પરિસ્થીતિમાં પણ હિન્દમાતાના ચરણેથી ના ખસ્યા.

સવિનય ભંગની લડતો ખેડૂત ચળવળો, મજુરસંગ્રામ વિગેરે સઘળી લડતોના નાયક તરિકે પંડિત જવાહરલાલનું સ્થાન પૂરવાર થયું છે. આ ઉપરાંત અલ્હાબાદની મ્યુનિસિપાલિટિના પ્રમુખ તરિકે પણ તેઓએ સુંદર સેવા બજાવી છે જેની મુક્તકંઠે કમિસ્નરે પ્રશંસા. કરી છે. હરિજન બંધુઓના દુઃખો દૂર કરવા સઘળા પ્રયાસો તેઓ કરી ચુકયા છે. સાહિત્યકાર તરિકે પુસ્તકો લખી શકયા છે. એટલું જ નહિ પરંતુ ઇંડીપેન્ડન્ટ પત્રના તેઓ ડિરેકટર હતા. ગોપાળ કૃષ્ણ ગોખલેએ ભારત પ્રવાસી સહાયતા માટે ફંડની માંગણી કરી ત્યારે રૂા. ૫૦૦૦૦ ઉઘરાવી તેઓએ આફ્રિકા મોકલી આપ્યા હતા. હવે તેઓની છેલ્લી પ્રવૃત્તિ સમાજવાદી છે જેમાં તેઓએ પ્રખર સ્થાન પ્રાપ્ત કર્યું છે. હિંસાવાદને નાબુદ કરવા ઠેરઠેર પ્રવચનો આપ્યાં.

૧૯૩૧ ની સાલમાં નવેમ્બર માસમાં બંગાળમાં હિંસાવાદને નાબુદ કરવા પ્રવાસ ખેડયો અને ત્યાં સભા ભરી અહિંસાના પાઠો પઢાવ્યા. પંડિતજી પુનઃ અલ્હાબાદના માર્ગે વળવા સ્ટેશન પર આવ્યા ત્યાં બે નવજુવાનો તેમને મળ્યા અને અહિંસાના ઉપદેશ માટે પંડિતજીને ચેતવણી આપી કે રખે ભૂલતા તમારા પણ એહાલ ન થાય.

અહિંસાના ધર્મોપદેશકને વળી ધાક અને ધમકીઓ શી અસર કરી શકે જેણે પોતાનું મસ્તક હિંદમૈયાને ખોળે મૂકયું છે.

૧૯૩૨ ના રાષ્ટ્રીય સપ્તાહના ઉત્સવ પ્રસંગે સ્વરૂપરાણીએ સરઘસનું નેતૃત્વપદ લીધું હતું, અને સરકારે તે અટકાવ્યું. માતા પર નેતરની સોટીઓ ચલાવી અને તેમના માથામાંથી લોહીના ઝરણાં વહ્યાં. કેવો અત્યાચાર ! વૃદ્ધ માતુશ્રી બેભાન બન્યાં. સરઘસ ઉશ્કેરાયું અને કેટલાક હિંસક બનાવો બનતાં સરકારે ગોળીઓ છોડી. આ વાતની ખબર પડતાં પંડિતના હૃદયને આંચકો લાગ્યો. માતાજી પર પડેલો માર તેઓ સહન કરી ન શકયા. તેઓએ વિચાર કર્યો કે જો એ પ્રસંગે ખુદ તેઓ જ ત્યાં હાજર હોત તો તેઓ અહિંસા જાળવી શકયા હોત કે કેમ એ એક પ્રશ્ન છે.

સરકાર સ્ત્રીઓ પર પણ લાઠી ચલાવીને એમ ધારતી હોય કે આપણે હિંદની આઝાદીની આગ બુઝાવી નાંખી તો ભલે ! આઝાદીની આગના ભડકા ભલે શમ્યા હોય પરંતુ આઝાદીની પ્રાપ્તિ સુધી આઝાદીના અંગારા તો ધીકતા જ રહેવાના.

સાયમન કમિશન હિંદની મુલાકાતે આવ્યું. તે પ્રસંગે ખુદ પંડિતજી તેનો વિરોધ કરવા લખનૌ ગએલા અને સરઘસના નાયક બન્યા હતા. તેમના પર ઘોડાઓ દોડાવવામાં આવ્યા અને લાઠીઓ ચલાવવામાં આવી. પંડિતજી બેભાન બન્યા. છતાં પણ તમણે જે અહિંસા જાળવી છે તે ખરેખર પ્રશંસાને પાત્ર જ લેખાય.

અહિંસક લડતમાં હિંમત, આત્મવિશ્વાસ અને શિસ્ત મહત્વનાં છે. એ બોધ તેમને પૂરેપુરો સમજાઈ ગયો છે.

જલીઆનવાલા બાગમાં જનરલ ડાયરે ગોળીઓ છોડી. નિર્દોષ હિંદીઓનાં હૈયાં રૂંધાઇ ગયાં. એજ પ્રમાણે હિંદના અન્ય વિસ્તારોમાં બનેલું. પંડિતજીએ જાતે એ અત્યાચારી સ્થળોની મુલાકાત લીધી અને જ્યારે એ અત્યાચારોનું સવિસ્તર વર્ણન તેમણે આબેહુબ સાંભળ્યું, ત્યારે તેઓને કમકમાં ઉપજ્યાં. તેમના હૃદયમાં આકરો ઘા પડ્યો. એ કેમે કરી રૂઝાતો નથી. આખરે પંડિતજી નિરાધાર, નિર્દોષ અને ગુલામ દેશબાંધવોના સાચા સેવક બન્યા.

ફ્રીન્ડેક નાન્સના ' ફાર્થેસ્ટ નોર્થ ' નામક પુસ્તકથી તેમનો સાહસમાર્ગ મોકળો થયો અને સાહસો કરવાની પ્રેરણાઓ મળી, જાપાન અને રશીઆ વચ્ચેના વિગ્રહથી તેમનામાં રાષ્ટ્રવાદના વિચારો વધુ ને વધુ પુખ્ત બન્યા. બરટ્રાન્ડ રસેલના પુસ્તકે તેમના સમાજવાદી વિચારોમાં વધુ પ્રકાશ નાખ્યો. સૉવીએટ સરકારની દશમી જયંતિ પ્રસંગે પિતાપુત્રને આમંત્રણો મળ્યાં તેમણે તેનો સ્વિકાર કર્યો અને ત્યાંની મુલાકાત લીધી. એ ઉંડી છાપ જીવનભર તેમના અંતરમાંથી અદૃશ્ય થ તેમ નથી.

પંડિતજીના સમાજવાદી વિચારો વધારે પુખ્ત બનતાં મુઠ્ઠીભર મુડીવાદીઓ તરફથી કેટલોક વિરોધ ઉઠયો અને તેઓ તેમને હવે ભયરૂપ માનવા લાગ્યા. પરંતુ યુવાનવર્ગ તેમના પર વધુ ફીદા થયો. મુઠ્ઠીભર મુડીવાદીઓ કરતાં પંડીતજીને કરોડો ગરિબ બાંધવોની અવદશા વધુ સાલે છે. તેમને થતા અન્યાય તેમનું હૃદય હચમ-

ચાવી નાંખે છે. તેઓ ઝંખે છે સ્વતંત્રતા કેવળ રાત અને દિવસ સખ્ત શ્રમ વેઠતી પ્રજા માટે.

પંડીતજીના સમાજવાદમાં દંભ નથી. જાડો રોટલો, ફાટેલી તુટેલી ગોદડી અને પગપાળા પ્રવાસે તેમજ અન્ય પરિશ્રમોએ પંડિતજી ખેડુતોના હૃદયને પુગી શકયા છે. અવધ અને યુકત પ્રાંતોના ખેડુતોની દુર્દશા જ્યારે તેમણે નિહાળી ત્યારે તેમના રૂવેરૂંવાં ઉભાં થઇ ગયાં. કરોડો ભૂખે મરતા શ્રમજીવીઓના ચિતાર જોઇ તેમના હૈયામાં હોળી સળગી અને પોકાર પાડયો કે હિંદનું સ્વરાજ ભૂખે મરતા માનવીઓ માટે છે. હિંદનું ભાવિ ખેડુતોના હાથમાં છે. હિંદમાતાની કરૂણ અવદશાનાં દ્રષ્યો નિહાળી એની આંખો ખુલી ગઇ અને દેશને ચરણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. અજોડ આત્મબલિદાન આપ્યું.

પરિવર્તન પછી પંડિત જવાહરલાલે આપેલો આત્મભોગ અવર્ણનીય છે, સાત સાત વખતે જેલની આકરી સજાઓનો તેમણે સામનો કર્યો. મજુર, ખેડુત, અને સવિનય ભંગની લડતમાં તેમણે સારૂંએ જીવન નિચોવી નાખ્યું. પરિણીત જીવનનો ચોથો ભાગ તેમણે સજાઓ અને સ્રીની માંદગીમાં કાઢયો. શ્રીમતિ કમળા નહેરૂની માંદગી કેટલેક અંશે પંડિતજીના વિરહને આભારી હતી. પત્નીની માંદગીમાં પણ તેઓ તેની પાસે ઠરીને બેઠા નથી. શ્રીમતિ કમળા નહેરૂ માંદાં હતાં. તેમની સારવાર માટે તેઓ તેમને મુંબઇ લઇ આવ્યા. એટલામાં લખનૌ ખાતે લડતની વ્યવસ્થા અંગે તેમને આવી જવું પડેલું, બીજો પ્રમંગ પણ એવો બન્યો હતો. પંડિતજી જેલમાં હતા અને શ્રીમતિ કમળા નહેરૂની માંદગી સખ્ત હતી, સરકારે તેમના શરતી છુટકારાની રજા આપી પરંતુ તેમણે એ શરતી છુટકારાનો અસ્વિકાર કર્યો. જેને આઝાદી

જોઈએ છે, તે વીર, પત્નીને ઝંખતો નથી. તેને ગૌરવ વધારે વહાલું હોય છે. લડતનો આગેવાન કદિએ ગમે તેવા વિકટ પ્રસંગોએ પણ પોતાની ફરજ છોડતો નથી, ભલેને તેનું સારૂએ કુટુંબ માલમિલકત અને સંસાર સળગી જતો હોય ! સરકાર ભલે પંડિતજીને જેલમાં પૂરે અને બંદીવાન બનાવે ! પરંતુ તેમના હૃદયની સ્વતંત્રતા સરકાર છીનવી શકી નથી અને છીનવી શકશે પણ નહીં. તેમનો જુસ્સો અનેક કારમા સંકટોના પ્રસંગે અખંડિત રહ્યો છે અને રહેશે. પંડિતજીએ ધનિક પિતાને ત્યાં જન્મ લીધો પરંતુ એ સુખ ભોગવવાની તેમને લાલસા ન રહી ઉપલા વર્ગોમાં મુસાફરી કરનાર એ શાહજાદાએ નિચલા વર્ગોમાં મુસાફરી કરી છે. એટલું જ નહિ પરંતુ અનેક પ્રસંગોએ ખુલ્લા ગામડાઓમાં ધીકધીકતા તાપમાં માથા પર ભીના રૂમાલો નાખીને પોતાનો ધ્યેયને પુરો વળવા માટે પગપાળા મુસાફરીઓ કરી છે સુવા અને ખાવાની પણ અગવડો વેઠી અને અનેક વિકટ સંજોગોમાંથી પસાર થયા છે જે રાજકુમારના પાયો આનંદભુવનના મખમલના બીછાનાઓથી નીચે ઉતરતા ન હતા તે પાયોએ ગ્રામ્ય વિસ્તારોના કંટકો ચુમ્યા આજે એ નરસંકા હિંદના પ્રચારાર્થે યુરોપમાં ધુમી રહ્યો છે અને હિંદના દુ:ખદર્દો દુનિઆ સમક્ષ પોકારી રહ્યો છે.

પંડિત મોતીલાલ શ્રીમતિ સ્વરૂપરાણી, શ્રીમતિ કમળા નહેરૂ અને કુટુંબના અન્ય સભ્યોએ જે બલિદાન આપ્યા છે, તે પંડિત જવાહરલાલની દેશભક્તિ અને આત્મભોગને આભારી છે ૧૯૩૬માં કમળા નહેરૂનુ અવસાન થયુ અને હજી તો પંડિતજી હિંદમાં ન હતા ત્યાર પહેલાથી જ લાહોરની મહાસભાનુ પ્રમુખસ્થાન તેમને વરી ચુક્યુ હતુ દેશના અવનતિના કટોકટ પ્રસંગે વીરલ પુરૂષો પેદા થયા છે અમેરિકાને લીંકન મળ્યો, રશીઆને લેનીન અને હિંદને

પંડિત જવાહરલાલ નહેરૂ મળ્યા છે. તેમણે પોતાનું જીવનસૂત્ર એક જ બનાવ્યું છેઃ—

'નથી જાણ્યું અમારે પંથ, શી આફત ખડી છે,
ખબર છે એટલી હમને, કે માતની હાકલ પડી છે.'

# સુભાષચંદ્ર બોઝ

બલિદાન વિના પરિવર્તન નથી અને પરિવર્તન વિના મુક્તિ નથી. ભારતવર્ષના મહાન્ પરિવર્તન પાછળ બંગભંગની :પ્રત્યાઘાતી નીતિ તથા જલીઆનવાળા બાગના હત્યાકાંડના બે યાદગાર પ્રસંગોનું રહસ્ય છુપાયેલું છે. અર્ધી સદીના કુંભકર્ણ સમી નિંદમાંથી હિંદને બંગભંગની ચળવળે જાગ્રત કર્યું અને હિંદી જનોના હૈયામાં જલીઆનવાળા બાગના હત્યાકાંડે હોળી સળગાવી.



સુભાષચંદ્ર બોઝ

જે ભૂમિ પર બ્રિટિશ સલ્તનતે હિંદને ગુલામીની જંજીરોમાં જકડી નાંખવા પ્રથમ દાવ અજમાવ્યો એ જ બંગ ભૂમિએ બ્રિટિશ સલ્તનતનો પાયો હચમચાવી નાંખવા પ્રથમ જેહાદ જગાવી. ત્યારે... એ જેહાદના જ્વાળામુખીએ નોકરશાહીના માનસમાં ઉલ્કાપાત મચાવ્યો. દમનના કાયદાઓનું પુનરાવર્તન થયું. કાનૂનોની ચૂંગાલમાં તરુણ બંગાળના અસંખ્ય ઉર્મિલ યુવકો અને

યુવતિઓને જેલની દિવાલો પાછળ ધકેલી દીધાં. વિના મુકદ્દમાએ આંદામાનના દોઝખમાં હડસેલી દીધાં. અને હંડે કલેજે હજારો ઉત્સાહી તેમજ આશાના અંકુરો સમા યુવાનોના બળિદાન લેવાયાં... કેવળ ન્યાયના નામે !

એ બળિદાન પાછળ કેંક અરવિંદોની તપશ્ચર્યા હશે ! જેલોની ગોઝારી દિવાલો પાછળ મોઘેરી કાયાને દમી નાખનાર અનેક દૃઢાત્મા જનીલોની પ્રાર્થના હશે ! ફાંસીના માચડે હસતે ચહેરે લટકતા સેંકડો ગોપીનાથ સહાઓની પ્રેરણા હશે ! હજારો રવિંદ્રનાથોના આશિર્વાદ હશે અને લાખો વીરલાઓના પીઠબળ હશે !

જલીયાનવાળા બાગના હત્યાકાંડથી ઉડેલી ચીનગારીએ હજારો હિંદીઓના હૈયામાં હોળી સળગાવી હતી. એ હોળીની ઝાળ સેંકડો માઇલ દૂર આવેલા કલકત્તામાં વસતા એક નવજવાનના હૈયા સુધી પહોંચી અને તેના જીવનનું પરિવર્તન થયું. જીવનના એશઆરામને ઠોકરે મારી તેણે ગરીબ માતાની ગુલામીની જંજીરો તોડવા પ્રતિજ્ઞા કરી ફકીરીનો ભેખ ધારણ કર્યો. પોતાની સુકોમળ કાયાને આજે એ નીચોવી રહ્યો છે; કેવળ ભારતવર્ષની આઝાદી-માટે. એના ગળે આજે પાંત્રીસ કરોડ હિંદીઓનો પ્રશ્ન વિંટળાયો છે. કરોડો અર્ધ-નગ્ન, અર્ધભૂખ્યા હિંદી બાંધવોની કારમી ચીસો એને ગુંગળાવી રહી છે. એને સ્વમાનભર્યો રોટલો ખાવો છે અને દુઃખોથી દાઝેલા પોતાના દેશબાંધવોને ખવડાવવો છે. હિંદનું સુકાન આજે એના હાથમાં મૂકાયું છે.

શ્રી૦ સુભાષચંદ્ર જાનકીનાથ વસુનો જન્મ ઇ. સ. ૧૮૯૭ માં કટક ખાતે થયેલો. એમના પિતાશ્રી રાયસાહેબ જાનકીનાથ બોઝ કટકના બાહોશ સરકારી વકીલ હતા. તેઓ શિક્ષિત અને સંસ્કારી હતા. બહોળા વગવસીલાને પરિણામે અનેક નિરાધારોના તેઓ

આધારરૂપ બન્યા હતા. કટકના સરકારી વકીલ તરિકે તેમની કીર્તિસુવાસ પ્રસરી હતી. નમ્રતાને અંગે લોકપ્રિયતા જામી હતી. લક્ષ્મીદેવી પણ તેમના પર પ્રસન્ન હતાં. એમને સાત પુત્રો હતા. ઉચ્ચ કોટિની પાશ્ચાત્ય કેળવણી સંપાદન કરવા પુષ્કળ ખર્ચે તેમને વિલાયત મોકલેલા. સંસ્કારી પિતાના પુત્રોએ સંસ્કારી ક્ષેત્રો ઝડપી લીધાં. નામાંકિત પિતાના પુત્રો સવાઇ 'રાયસાહેબ' બન્યા. આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવનાર દેશભક્ત સુભાષચંદ્ર બોઝથી કોણ અજાણ છે ? અંધારા પ્રદેશના એ દિપક છે. શરદ્ બાબુ બંગાળના નામાંકિત ધારાશાસ્ત્રી તથા પ્રખર રાજનીતિજ્ઞ પુરૂષ છે. ડૉ૦ સુનિલ બાબુ બાહોશ ડોકટર છે. સુપુત્રોએ પિતાની કીર્તિ પર કળશ ચઢાવ્યો છે.

સંસ્કારી અને સુખી કુટુંબમાં સદ્‌ભાગી સુભાષ બાબુ જન્મ્યા અને જીવનને ઉજ્વળ કર્યું. બાબુજીની બાલ્યાવસ્થાથી જ એમના પિતા એમના જીવનમાં ઘણો રસ લેતા હતા. બાબુજી સૌની આગળ તોફાની છતાં પિતા આગળ રાંક બનતા કારણ એમનો ધાક તથા કાબુ ઘરમાં ઘણો હતો. છતાં બાબુજી પ્રત્યે તો તેઓ દેખીતો પક્ષપાત ધરાવતા હતા. 'બાબુજી પિતાને વ્હાલા હતા. તેમના હદ બહારના તોફાનથી તથા બીજાઓને ચીઢવવાથી તેમના માતુશ્રી તથા ભાઇઓ ફરીઆદ કરતા. એક બાજુ સાતે ભાઇઓ અને માતુશ્રી આડમા. બીજી બાજુએ કેવળ સુભાષ બાબુ એકલા પડતા. કોર્ટમાંથી થાક્યા પાક્યા આવેલા રાયસાહેબ જાનકીનાથ આરામ લેવાની તૈયારી કરતા હોય ત્યાં તો ઘરના માણસોની ફરીઆદ કરવા તેમની સમક્ષ લંગાર પડતી. કેવળ તોફાની બાબુજીનો બચાવ કરવાને ભોગે સઘળા ફરીઆદીઓને દંડતા. આ દ્રશ્ય એમના માતુશ્રી સહન કરી લેવા તૈયાર ન હતાં. તેઓ આવા એકપક્ષી ન્યાયથી વધુ ચીડાતાં અને સાફ સાફ વાતો પતિને સંભળા-

વતા કે " આ કોર્ટ નથી અને સુભાષ એ તમારો અસીલ નથી. આ ઘર છે અને જેવા બીજા છોકરા છે તેવો જ સુભાષ છે. બીજા માટીના નથી અને એ સોનાનો નથી, કે જ્યારે જોઈએ ત્યારે તમો બીજા બધાયે છોકરાઓને વિના વાંકે શિક્ષા કરો છો, એને ફટવનારા તમે જ છો." માતુશ્રી છેવટનો ચુકાદો આપતાં.

સુભાષ બાબુનું વિદ્યાર્થી જીવન આદર્શ હતું. તેઓ કેવળ ભણવામાં કુશળ હતા, એટલું જ નહિ પરંતુ તેમનું ચારિત્ર્ય પણ ઉંચા પ્રકારનું હતું. શિક્ષકોને તેમને માટે ઉંડુ માન હતું. તેમ છતાં પણ બીજા હરીફ વિદ્યાર્થીઓના ભોગે શિક્ષકવ્હાલા તેઓ કદિ પણ થયા નથી. આથી વિદ્યાર્થી બધુઓમાં તેઓ પ્રિય થઇ પડયા હતા. શાળાના ગરીબ વિદ્યાર્થીઓને પોતાની આવડતવાળા વિષયોમાં આડંબર રહિત મદદ કરતા, પ્રસંગોપાત તેમની મુશ્કેલીઓ દૂર કરવા આર્થિક સહાય કરતા. તેમના સુખદુઃખની વાતો સાંભળી તેમને આશ્વાસન આપતા. શાળાની રમત ગમતોમાં આગળ પડતો ભાગ લેતા. મીઠી ઠેકડીઓ ઉડાવવામાં પણ તેઓ ચપળ હતા. તેમ છતાં પણ તેમણે કોઇનું સ્વમાન ભંગ કર્યું નહિ. વિદ્યાર્થી જીવનની જવાબદારી સમજનાર સુભાષ બાબુ આદર્શ વિદ્યાર્થી ગણાતા. સોળ વર્ષની ઉમરે મેટ્રિકની પરિક્ષામાં તેઓ યુનિવર્સિટિમાં બીજા નંબરે પસાર થયા.

સુકોમળ માતાએ બાબુજીના હૃદયનું ચણતર કોમળ લાગણીઓથી તથા ધાર્મિક ભાવનાઓથી કર્યું હતું. બાબુજીને તેમની માતા ધાર્મિક વાર્તાઓ કહેતાં, ગરીબો પ્રત્યે દયાની નજર રાખવાને જાગૃત કરી, મનુષ્યધર્મની ફરજો સમજવાની ઉંડી લાગણીઓ પ્રગટ કરી. તેથી જ્ઞાનપ્રકાશ મેળવવાનો તેમણે નિર્ણય કર્યો. ભક્તિભાવનાએ તેમને વૈરાગી બનાવ્યા. સંસારની જંજાળને ફગાવી

દેવા તેઓ તૈયાર થયા, કૉલેજીઅન જીવનને તિલાજલિ આપી, મોજ-મઝાઓ તથા ઉપભોગોને નમસ્કાર કર્યા, સગા સંબધીઓનો ત્યાગ કર્યો એક દિવસ મભી રહાજના ઘર છોડી તેઓ ભાગી ગયા જ્ઞાનપ્રકાશ મેળવવા સદ્દગુરૂની શોધમા

" સુભાષ કર્યા ગયો ? " માતાએ રાયસાહેબ જાનકીનાથ બોઝને પ્રશ્ન કર્યો

" કયા ગયો સુભાષ ? " પિતાએ વળતો પ્રશ્ન કર્યો.

સુભાષ કયા ગયા ? સર્વે વિસ્મય પામ્યા ! માતા, પિતા, ભાઇઓ તથા સગાં સબધીઓની આખ્ખડીઓ અશ્રુભીની બની, વિદ્યાર્થી મડળમા દિલગીરી પ્રસરી, સૌ કોઇ બાબુજીની શોધમાં પડયા ઘરમાથી વારવાર આન દોના અવાજો મભળાતા માતા હૈયાફાટ રૂદન કરતી, " કયા ગયો સુભાષ ? " સૌ કોઇ નિરાશ થયા બાબુજીનો પત્તો ન લાગ્યો બાબુજી આ પ્રસગે મથુરા, કાશી, ગયા, હરદ્વાર વિગેરે પવિત્ર સ્થળોએ સદ્દગુરૂની શોધમાં પડયા હતા, પરતુ ત્યાંથી એમના આત્માને સંતોષ ન થયો આખરે હિમાલયની તળેટીનો આશ્રય લીધો ત્યાના બાહોશ યોગીઓની દતકથાઓ તેમણે ઘણી સાભળી હતી પરતુ અહીંઆ પણ તેમને સદ્દગુરૂની શોધમા સફળતા ન સાપડી જીવનને સદ્દમાર્ગે દોરનાર ગુરૂની પ્રાપ્તિ ન થવાથી રગુનથી હતાશ વદને સુભાષચદ્ર બોઝ પાછા ફર્યા નવે અવતારે પાછા ફર્યા હોય તેમ સર્વે સબધીઓમા આનદ પ્રગટયો. સૌ કોઇ હર્ષઘેલા બન્યા

સુભાષ બાબુ ફરી કૉલેજીઅન બન્યા ભણતર શરૂ કર્યું. એવામાં એકાએક અણધાર્યો બનાવ બન્યો કૉલેજીઅનોએ હડતાળ પાડી સુભાષ બાબુ પણ તેમની પડખે ઉભા રહ્યા એ હડતાળ અધ્યાપક ઓટનની વર્તણુને આભારી હતી હુમનો કરવાના સબ--

ધર્મા બાબુજી મંડાવાયા અને બે વર્ષ સુધી તેમને બરતરફ કરવામાં આવ્યા. પરંતુ પાછા સર અસુતોષ મુકરજીની ભલામણથી તેઓને કલકત્તા વિદ્યાપીઠમાં દાખલ કરવામાં આવ્યા અને બી. એ. ની પરિક્ષામાં પહેલા વર્ગમાં ઉત્તિર્ણ થયા. વિદ્યાર્થી જીવનની ઝળકદાર કારકીર્દી જોઇ તેમના પિતાએ તેમને આઇ. સી. એસ. થવા ઇંગ્લાંડ મોકલ્યા. બાબુજીને તેમાં પણ સફળતા સાંપડી અને ઉંચા નંબરે પસાર થયા. ત્યાર બાદ કેંબ્રીજ યુનિવર્સિટિની મેન્ટલ એન્ડ મોરલ સાયન્સીઝ લઇ બી. એ. ની પરિક્ષામાં પણ ફત્તેહમંદ નિવડયા. ઇંગ્લાંડથી ઉપાધિનો ભારો બાંધી બાબુજી હિંદને માર્ગે વળ્યા. હિંદમાં ઉંચી નોકરી મેળવવાની તેમને હોંસ હતી. ઉંચા હોદ્દા ભોગવવાના ઉમળકા હતા

સુભાષચંદ્ર બોઝ હિંદના કિનારે ઉતર્યા અને હિંદીઓની કારમી ચીસો તેમના કાને પડી, હિંદભરમાં અસહકારનો દાવાનળ ફાટી નિકળ્યો. સરકારી ઇલ્કાબધારીઓએ ઇલ્કાબોને ફગાવી દીધા. સરકારી નોકરોએ સરકારી નોકરી ઠોકરે મારી, સરકારી શાળાના વિદ્યાર્થીઓએ શાળાઓ છોડી, કૉલેજીઅનોએ કૉલેજો છોડી અને વકીલો વકીલાત પડતી મૂકી અસહકારની ચળવળમાં પડયા. સ્વમાનને ખાતર લડનારી હિંદી પ્રજાના પડખે સુભાષ બાબુ આવી ઉભા; જીવનસમર્પણનાં બીજ રોપાયાં. ઉંચા હોદ્દાના ઉમળકાઓના પૂર ક્ષણભરમાં ઓસરી ગયાં. બાબુજી પ્રજાના લાડીલા બની ગયા. બંગાળના સિંહ શ્રીયુત ચિતરંજન દાસની સાથે સ્વરાજ્યની ચળવળમાં તેઓ જોડાઇ ગયા.

૧૯૨૧ માં બંગાળ રાષ્ટ્રિય વિદ્યાપીઠની સ્થાપના થઇ. બાબુજી તેના વડા આચાર્ય નિમાયા. રાષ્ટ્રિય સ્વયંસેવક દળના સેનાપતિ બન્યા. તેમનું ક્ષેત્ર વિશાળ અને પ્રાણવાન બનતું હતું.

સરકારની આંખો તેમના પર ઘેરાઈ અને તેમને ઝડપી લીધા. ૭ માસની સજા ફરમાવી. એ જેલ જાત્રાનો સમય પૂરો થતાં ૧૯૨૨ ની સાલના ઑક્ટોબર માસમાં બંગાલમાં જલપ્રલય થયો. સંકટ નિવારણ ફંડના તેઓ મંત્રી બન્યા અને જનતાની ઉત્તમ સેવા બજાવી. જનતાએ તેમને જનસેવકનો ઇલ્કાબ આપ્યો. હજી પણ તેમને માટે ક્ષેત્ર મર્યાદિત હતું. વધતા જતા કાર્યોની આંટ ઉકેલવામાં તેમને મુશ્કેલીઓ પડતી હતી. સદ્‌ભાગ્યે ' ફૉરવર્ડ ' નામક અંગ્રેજી દૈનિક નિકળ્યું અને બાબુજી તેના તંત્રી નીમાયા. જનતામાં જાગૃતિ ફેલાવવાનું અજોડ સુકાન તેમના હાથમાં પડ્યું. જેનો સચોટ પુરાવો આજે પણ જનતા સમક્ષ ખડો છે. બંગાલ કાઉન્સિલની ચુંટણીમાં સુરેન્દ્રનાથ જેવા મહારથીની હાર થઈ અને શ્રીયુત સેનગુપ્તા મોટી બહુમતિથી ચુંટાઈ આવ્યા.

૧૯૨૪ માં ફરીદપુર જીલ્લામાં આવેલા ચારમનીયાર ગામમાં ભારે હુલ્લડ થયું. પ્રજા અને પોલીસો વચ્ચે ભારે અથડામણ ઉભી થવા પામી. પરિસ્થિતિએ ભયંકર રૂપ પકડ્યું. કેટલીક હિંદી સ્ત્રીઓનાં સ્વમાન અને શિયળ ભંગ થયાની કહાણીઓ બંગાલની જનતાએ સાંભળી ! જો કે એ બાબત પર પાછળથી પડદો પડયો ! હજી એ ઉશ્કેરણી ચાલુ હતી તેવામાં બીજો એક પ્રસંગ બન્યો. મી० ડેનું ખૂન થયાના સમાચારો પવનવેગે પ્રસરી ગયા. ગોપીમોહન સાહા પર ખૂનનો આરોપ આવ્યો. કૉર્ટમાં તેમણે કરેલા નિવેદનથી બંગાલભરમાં ક્રાંતિકારી વિચારોનો કમનશીબ ફેલાવો થઈ ગયો. સરકારે તેને દાબી દેવા સખ્ત પંજો ઉપાડયો અને દમન રાજનું મંગળાચરણ થયું. લગભગ ૨૫૦ થી ૩૦૦ યુવાનોની ધરપકડ થઈ. વગર તપાસે અચોકકસ મુદત સુધી તેમના પર ચોકી મૂકાઈ. આ યુવકોમાં મોખરે સુભાષ બોઝનું નામ મૂકાયું. સરકારે તેમની

પણ ધરપકડ કરી બાબુ ચિત્તરંજન દાસે સરકારને ચેલેંજ કરી કે "જો સ્વદેશપ્રેમ એ ગુન્હો હોય અને તે માટે સુભાષ ગુનેહગાર બન્યો હોય તો હું પણ ગુનેહગાર છુ, મને પણ પકડો"

તા૦ ૨૫ મી ઑકટોબર ૧૯૨૪ ની સાલમાં સુભાષ બાબુને અલીપોર જેલમા મોકલી આપ્યા ત્યાર બાદ મુર્શિદાબાદની બરહામપોર જેલમા લઇ ગયા સરકારને હજી સતોષ થયો નહિ આખરે તેમને બ્રહ્મદેશની નામચીન જેલ માડલેમા લઈ ગયા અહિ તેમની શારીરિક પરિસ્થિતિ પર ગભીર અસર થઈ, બાબુજીનુ વજન એક મણ જેટલુ ઓછુ થયુ જાણે કોમળ છોડ પર કુહાડાના ઘા પડયા ! સરકારને દયા ન આવી તેમને મુકત ન કર્યા જનતાએ પોકાર ઉઠાવ્યો, 'બાબુજીને મુક્ત કરો ' સરમરના કાને ગુલામ પ્રજાનો માયાળુ અવાજ ન અથડાયો સત્તા આગળ શાણપણ શા કામનુ ? બાબુજીની તબીઅત વધુ લથડી તેઓ મરણના બિછાને પટકાયા

બગાળના સિંહના અવમાનની જવાબદારી ઉઠાવવાની સરકારમા તાકાત ન હતી બાબુજીની કટોકટીના પ્રસગે તેમને છોડવાની શરતી ઇચ્છા સરકારે દર્શાવી સરકારે કેવળ યુરોપમા જઈને દવા કરવાની પરવાનગી આપી પરતુ એ શરતી દયાના ટુકડા પર બાબુજી જીવવા નહોતા માગતા સરકારને તેમણે સાફ સાફ જણાવી દીધુ કે શરતી છુટકારો એટલે અપમાન એના કરતા માતૃભૂમિમા મારી માટી મળે એથી મારી જાતને વધુ ભાગ્યશાળી માનીશ એમની આવી પ્રબળ શક્તિથી, આત્મશ્રદ્ધાથી, નિડરતાની તથા મર્દાનગીથી સરકાર સમજી ગઇ કે હિદમા રાષ્ટ્રને ખાતર માથુ આપનારાઓ પણ જન્મ્યા છે આખરે સરકારે ૧૯૨૭ ના મે માસમાં તેમને મુક્ત કર્યા તેમની મુક્તિના સમાચાર

સાંભળી સામાન્ય રીતે હિંદમાં અને ખાસ કરીને સમસ્ત બંગાલમાં ઉત્સાહનાં આવરણ છવાયાં. જનતા તેમનું સ્વાગત કરવા દરિયા કિનારે ધસી આવી. સ્ટીમરને આવતી જોઇ. સ્ટીમર દૂર ઉભી રહી પરંતુ સુભાષ બાબુ કિનારે ન આવ્યા. સૌ કોઇ નિરાશ થયા. ' બાબુજી નથી આવ્યા. ' એ આશ્ચર્ય અને નિરાશાજનક સંદેશો લઇ જનતા શહેર ભણી વળી.

સુભાષ બાબુને લઇને સ્ટીમર આવી પુગી હતી પરંતુ બાબુજીની તપાસને અંગે આખી રાત સ્ટીમરને દરિઆમાં અધવચ થંભાવવામાં આવી. લોંચ મારફતે સરકારી તબીબો તથા સત્તાધારીઓ સ્ટીમર પર જઇ પુગ્યા હતા અને તેઓ પણ આખી રાત સ્ટીમર પર જ રહ્યા હતા. બીજે દિવસે સહવારના બાબુજીના ભાઇ શરતચંદ્ર બોઝને સત્તાવાર સમાચાર આપવામાં આવ્યા કે સુભાષચંદ્ર આવી ગયા છે, મહેરબાની કરીને તેમને લઇ જાઓ. આ સમાચાર પવનવેગે બંગાળમાં પ્રસરી ગયા. સાગરતટે ભવ્ય મેદની જામી. લાડીલા પુત્રના બંગાલે ઓવારણાં લીધાં. રસ્તાઓ પર અટારીઓ પર તથા અગાસીઓ પરથી જનતાએ તેમનાં દર્શન કર્યાં અને સત્કાર્યાં. તેમના પર માર્ગમાં પુષ્પોનો વરસાદ વરસ્યો. તેમનું શરીર સાવ દુર્બળ દેખાતું હતું, પરંતુ તેમની ચળકતી ચેતનવંતી આંખોમાં અજોડ નુર હતું. માતાની આઝાદીની તમન્ના હતી. બંગાલની જનતાને તેમણે સંદેશો આપ્યો " મારૂં શરીર સુધારવાની મારી પ્રથમ ફરજ છે કે જેથી વહેલી તકે હું દેશની સેવા હાથ ધરી શકું. મારા નવજવાન ભાઇઓ હજી જેલમાં પડે છે તેમને મારે વહેલી તકે જેલમાંથી છોડાવવા છે. તેમની જેલની અંદરની પરિસ્થીતિથી મારૂં હૈયું અસ્વસ્થ છે. "

બંગાલની જનતા તેમની પાસે મેવા માગતી હતી. બાબુજીને

પોતાની સાથે રાખવા માંગતી હતી; તેમનું નેતૃત્વ માંગતી હતી બંગાલ પ્રાંતિક કોંગ્રેસ સમિતિના તેમને પ્રમુખ બનાવ્યા. તેમની તબીએત સુધરતી જતી હતી. બંગાલના નવજવાનોનું સુકાન તેમણે હાથમાં લીધું, અને તેમને પ્રાણવાન બનાવ્યા; ઉચ્ચ તાલીમ આપી આદર્શ સૈનિક બનાવ્યા. સુભાષ બાબુ તેમના સેનાપતિ બન્યા. એ સૈનિકોનું પ્રદર્શન ૧૯૨૮ માં થયું. જનતાએ તેમના પર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. " આવા સૈનિકો તૈયાર થાય અને સત્તાધિશ બને તો જનતાની ઉત્તમ સેવા બજાવી શકે, તેઓ પ્રજાના ' આદર્શ સેવક ' બની શકે. " આગેવાનોએ અભિપ્રાય ઉચ્ચાર્યો. આજ પ્રસંગે પંડિત મોતીલાલ નહેરૂના પ્રમુખપણા નીચે કલકત્તામાં હિંદી મહાસભાનું અધિવેશન ભરાયું હતું. બંગાલભરમાં તેમણે ચેતનનાં પૂર આણ્યાં. જોશભેર પ્રચારકાર્ય ચલાવ્યું અને " સંપૂર્ણ સ્વતંત્રતા "ની હાકલ કરી. થોડા સમય પછી અતિ શ્રમને અંગે ફરી તેમનું શરીર લથડયું અને યુરોપ જવાની તેમને ફરજ પડી.

જનતા ફરી એક વાર ચિંતામાં પડી. સ્વાસ્થ્ય સુધારવા યુરોપને માર્ગે જતા બાબુજીને જનતાએ આશિર્વાદ આપ્યા. યુરોપમાં પણ તેઓ કેવળ તબીયત સુધારી રહ્યા હતા એટલું જ નહિ પરંતુ હિંદ માટે મજબુત પ્રચારકાર્ય કરી રહ્યા હતા. તેમની બાહોશી પર વીર વિઠ્ઠલભાઈ પણ મુગ્ધ થયા હતા. આ વખતે પટેલ સાહેબ પણ તબીઅતને અંગે વીએનામાં હતા અને હિંદ માટે સખ્ત પ્રચારકાર્ય કરતા હતા. પરંતુ કમનશીબે પટેલ સાહેબ લાંબું જીવી ન શકયા. બાબુજીએ તેમની બનતી સેવા કરી, પરંતુ પટેલ સાહેબ ન બચ્યા. બાબુજી એકલવાયા પડયા. ત્યાર બાદ સ્વ. કમળા નહેરૂની પણ તેમણે વિએનામાં સારી સારવાર કરી. તબી-

પતના ભોગે પણ કમળા નહેરૂની સારવાર કરવામાં તેમણે કમી રાખી નહોતી. શ્રીમતિ નહેરૂએ પણ આખરે દેહ છોડયો. સાથીદારો ગુમાવતાં તેમના હૃદયને અતિ કષ્ટ થયું. આખરે તેમને પણ યુરોપના ઓવારા વસમા લાગ્યા. એમણે એક જ નિશ્ચય કર્યો કે મરવું તોયે હિંદમાં અને જીવવું તોયે હિંદમાં. તેઓ હિંદ આવવા નિકળ્યા. પરંતુ સરકારે તેમને હિંદમાં આવવા મનાઇ કરી. તેની પરવા તેમણે ન કરી. માતૃભૂમિની શિતળ છાયામાં તેમને આશ્વાસન મેળવવું હતું. તેઓ સ્ટીમર પર સવાર થયા.

મુંબઇનો માનવમહાસાગર આજે વહેલી સ્હવારથી ખળભળી રહ્યો હતો. સત્યાગ્રહના ગૌરવભર્યા દિવસોની યાદ આપતો હતો. હજારો હિંદીઓનો પ્રવાહ બેલાર્ડ પીઅર તરફ વહી રહ્યો હતો. હિંદના લાડકવાયા પુત્ર સુભાષચંદ્ર બોઝને સત્કારવા એ દોડધામ હતી. સ્હવારના ૭ વાગે ઇટાલિઅન સ્ટીમર કોન્ટેવરડેની ઝાંખી આકૃતિ દ્રષ્ટિગોચર થઇ. જનતાએ ગગનભેદી જયઘોષણા જગાવીઃ ' સુભાષ બાબુ કી જય. '

" આજે શું છે ? આ મેદની શી ? " માનવ મહાસાગરમાંથી એક પ્રશ્ન ઉઠયો.

" સુભાષચંદ્ર બોઝ આવે છે ! " એક જવાબ આવ્યો.

" પણ તે છે કોણ ? " જર્મન ડાકટર વધુ આતુર બન્યા.

" હિંદના નવજવાન નેતા છે. સરકારે તેમને ગીરફતાર કર્યા છે. "

" શા માટે ? "

" માતૃભૂમિ પર પગ મૂકે છે માટે. "

" કમનસીબ હિંદ " જર્મન ડાકટરે અફસોસ પ્રદર્શિત કર્યો.

એ જર્મન ડાકટરના પત્ની પણ એ જ સ્ટીમર મારફતે હિંદ આવતાં હતાં. તેનો સત્કાર કરવા તેઓ બેલાર્ડ પીઅરના મોલ સ્ટેશનના પ્લેટફોર્મ પર આંટાઓ મારી રહ્યા હતા. તેમનો પુત્ર પણ તેમની સાથે ફરતો હતો.

એટલામાં ફરી પણ એક વાર ગગનભેદી ગર્જનાઓથી વાતાવરણ ગાજી રહ્યું. "સુભાષ બાબુકી જય, મહાત્માજીકી જય." લોકોનાં ટોળાંએ સાગર તરફ તિક્ષ્ણ નજર નાખી. સ્ટીમરના ઝરૂખે ઉભેલા બાબુજીની ઝાંખી આકૃતિનાં દર્શન કર્યાં, જનતાનો સત્કાર બાબુજીએ વંદન કરી સ્વિકાર્યો. સ્ટીમર વધુ સમીપ આવી અને બારાના કિનારે અડકી.

"બાપુજી કહાં હૈ?" બોઝે પ્રથમ પ્રશ્ન કર્યો.

"શેગાંવમાં."

"તબીયત કયસી હય?"

"મઝામાં" જનતાએ જવાબ વાળ્યો. બાબુજીના ચહેરા ઉપર સંતોષની સુરખી ઝળકી.

બાબુજીને બીજી લોંચમાં બેસાડી થાણાની જેલમાં લઇ જવામાં આવ્યા. માનવ મહાસાગરનાં મોજાંઓ નિરાશ વદને દર્શન કરી વિખરાઇ ગયાં.

આઝાદીનો વીર જન્મભૂમિમાં પગલાં પાડતાં ગુલામ બન્યા. સુભાષચંદ્ર બોઝને કારાવાસમાં પૂરવામાં આવ્યા. પુનઃ તબીયત બગડતાં નજર કેદી તરીકે તેમના ભાઇને ત્યાં રહેવાની પરવાનગી મળી. પરંતુ તેથી ખાસ ફાયદો ન થતાં તેઓ યુરોપ ઉપડી ગયા. લંડનમાં તાજેતરમાંજ તેમનો ભવ્ય સત્કાર કરવામાં આવ્યો. જે પ્રસંગે તેમની કારકીર્દીની મુક્તકંઠે પ્રશંસાઓ કરવામાં આવી હતી. અંગ્રેજોએ પણ તેમની સેવા પર પ્રશંસાનાં પુષ્પો પાથર્યાં.

# પં. મદનમોહન માલવીયાજી

૧૮૫૭ ના બળવાની સાલ ભારતવર્ષના ઇતિહાસમાં
છે અને અમર રહેશે. પરદેશીઓના પાલવે
સ્વતંત્રતા કોને ન સાલે ? કોણ એવો કાયર અને
જે માતૃભૂમિની પરાધીનતા મૂંગે મોઢે સ્વિકારી લે ?
પ્રિય ભડવીર હિંદી સૈનિકોએ અંતિમ સંગ્રામ " માંડયો. ભારતભૂમિ રક્તભીની બની.

હજી એ ભીષણ યુદ્ધના ભણકારા શમ્યા ન હતા.

હિંદીઓના દીલમાંથી પરાધીનતાનો ડંખ નાબુદ થયો ન હતો. માતૃભૂમિના શુરવીર પુત્રોના રક્તે રંગાયલી ભારતમાતા શોકાવસ્થામાં હતી. તેજહીન બનતી ભારતવર્ષની દિપીકામાંથી એક જ વર્ષમાં ત્રણ જ્વાળાઓ પ્રગટી. પ્રથમ જ્વાળામાં ભારતવર્ષની રાષ્ટ્રીયતાને ભવ્યતા અર્પનાર સ્વ. પંડિત મોતીલાલ નહેરુની પ્રતિમાની ઝાંખી થઈ. બીજી જ્વાળામાં ૧૯૦૬માં હિંસાને માર્ગે વળતા યુવાનોને અહિં



પં. મદનમોહન માલવીયાજી

*Vallabhjee R. mistri*

# પં. મદનમોહન માલવીયાજી

૧૮૫૭ ના બળવાની સાલ ભારતવર્ષના ઇતિહાસમાં અમર રહી છે અને અમર રહેશે. પરદેશીઓના પાલવે પડતી હિંદની સ્વતંત્રતા કોને ન સાલે ? કોણ એવો કાયર અને ગુલામ હશે જે માતૃભૂમિની પરાધીનતા મૂંગે મોઢે સ્વિકારી લ્યે ? સ્વાતંત્ર્ય-પ્રિય ભડવીર હિંદી સૈનિકોએ 'અંતિમ સંગ્રામ' માંડ્યો. ભારતભૂમિ રક્તભીની બની.

હજી એ ભીષણ યુદ્ધના ભણકારા શમ્યા ન હતા.

હિંદીઓના દીલમાંથી પરાધીનતાનો દુઃખ નાબુદ થયો ન હતો. માતૃભૂમિના શૂરવીર પુત્રોના રક્તે રંગાયલી ભારતમાતા શોકાવસ્થામાં હતી. તેજહીન બનતી ભારતવર્ષની દિપીકામાંથી એક જ વર્ષમાં ત્રણ જ્વાળાઓ પ્રગટી. પ્રથમ જ્વાળામાં ભારતવર્ષની રાષ્ટ્રીયતાને ભવ્યતા અર્પનાર સ્વ. પંડિત મોતીલાલ નહેરુની પ્રતિમાની ઝાંખી થઇ, બીજી જ્વાળામાં ૧૮૬૧માં હિંસાને માર્ગે વળતા યુવાનોને અહિં



પં. મદનમોહન માલવીયાજી

સાનો ઉપદેશ કરનાર તથા સાહિત્ય અને સંસ્કારના ઉપાસક ગુરૂદેવ રવીન્દ્રનાથ ટાગોરની પ્રતિમાના દર્શન થયાં. ત્રીજી જગ્યામાં સંસ્કાર, સિદ્ધાંત અને સત્યના પુજારી પંડિત મદનમોહન માલવીયાજીની પ્રતિમા દ્રષ્ટિગોચર થઇ. આ મહાન આત્માઓનો જન્મ ૧૮૬૧ ની ઐતિહાસિક સાલમાં થયો.

બાર બાર વર્ષે હરદ્વાર ખાતે ભરાતો કુંભમેળો ૧૯૨૪ ની સાલમાં ભરાનાર હતો. પરંતુ આ વર્ષે ત્રિવેણીનો પ્રવાહ જોખમકારક બન્યો હતો. સ્થાનિક સરકારે ત્રિવેણીમાં સ્નાન કરવા માટે મનાઇ હુકમ બહાર પાડયો હતો. કુંભમેળો હિંદુઓની માન્યતા પ્રમાણે મહાપર્વ ગણાય છે અને ત્રિવેણીમાં સ્નાન કરવા લાખોની સંખ્યામાં હિંદુઓ ભેગા થાય છે. ત્રિવેણીનો પ્રવાહ ભયાનક બન્યાથી ગંભીર હોનારતો થતી અટકાવવાનો સરકારને પૂર્ણ અધીકાર હતો. પરંતુ જે રીતે મનાઇ હુકમ ફરમાવવામાં આવ્યો હતો તે પ્રત્યે મૌન રોષ ભરાયો. આ સામે સત્યાગ્રહના મોરચા મંડાયા. એક વૃદ્ધે તેની સરદારી લીધી અને ૨૦૦ સૈનિકોની ટુકડી સાથે બહાર પડયો. સત્યાગ્રહનું મંડાણ થયું. એ હતા પંડીત મદનમોહન માલવીયાજી. સ્થાનિક જીલ્લા મેજીસ્ટ્રેટ પાસે ત્રિવેણીમાં સ્નાન કરવા માટે નમ્ર અરજ કરતાં તેમણે પરવાનગી માગી. પરવાનગી ન મળી. શ્રી૦ માલવીયાજીએ નિશ્ચય કર્યો. " હું તો કોઇ પણ પ્રકારે સ્નાન કરવાનો જ. "

ત્રિવેણીમાં કોઇ પણ વ્યક્તિ સ્નાન ન કરે તે માટે આજુબાજુ ફરતી વાડ બાંધવામાં આવી. લશ્કરી પહેરો ગોઠવાયો. ઘોડેસ્વાર દળ તથા પાયદળનો પહેરો મૂકાયો. સત્યાગ્રહીઓની આસપાસ કોરડન ગોઠવવામાં આવી. સવારના પહોરથી સત્યાગ્રહ આદરવામાં

આવ્યો. બપોર થઇ, પરંતુ કાંઇ નિરાકરણ ન આવ્યું. અંશુનાથ પ્રખર કિરણો ફેંકી રહ્યો હતો. રેતી ધગધગી રહી હતી. સખ્ત તાપના કારણે સત્યાગ્રહીઓ પરેશાની પામ્યા હતા. યુવાનોનું લોહી ઉકળી આવ્યું અને એક યુવાન અધીરો બન્યો. ચારે બાજુએ જયઘોષણાઓ થઇ રહી હતી. હાથમાં રાષ્ટ્રધ્વજ ફરકતો હતો. તેણે કોરડન તોડી નાખી અને જબ્બર ધસારા સાથે ત્રિવેણી તરફ પાણીના પ્રવાહની જેમ તે વહી રહ્યો અને ત્રિવેણી સાથે સંગમ થયો, તેણે સ્નાન કર્યું. એ હતા પંડિત જવાહરલાલ નહેરૂ. નમતો પહોર થયો. પંડિત માલવીયાજી પણ અકળાયા અને તેમણે પણ એજ પદ્ધતિ અખત્યાર કરી અને આખરે તેઓએ પણ ત્રિવેણીમાં પુણ્યસ્નાન કર્યું. સત્યાગ્રહ સફળ થયો. પાછળથી સ્થાનિક સરકારે ફરીઆદો કરી, પરંતુ બાહોશ સુકાની પંડિત માલવીયાજીની ખંત અને લડતથી તે સઘળી ફરીઆદો પાછી ખેંચી લેવાઇ. સત્યાગ્રહીઓનો વિજયડંકો વાગ્યો.

પુત્રનાં લક્ષણ પારણામાંથી માલમ પડે છે. તેની તેજસ્વી મુખાકૃતિ તથા હાવભાવ ભવિષ્યની આછી ઝાંખી આપે છે. પંડીત મદનમોહન માલવીયાજીનો જન્મ ૧૮૬૧ ના ડિસેમ્બર માસની તા૦ ૨૫ મીના રોજ ધર્મનિષ્ઠ તથા સંસ્કારી કુટુંબમાં થયો. તેમના પિતા પં. વ્રજનાથ જ્ઞાતિએ બ્રાહ્મણ હતા, તથા રાજગુરૂ તરિકે મનાતા હતા. ઘણાખરાં રાજ્યોમાંથી તેમને નિમંત્રણો મળતાં. માલવીયાજી સૌથી ન્હાના પુત્ર હતા. બાળવયમાં ઘરેથી જ તેમણે સંસ્કૃત તથા હિંદી ભાષાનું જ્ઞાન મેળવ્યું અને પછી પાઠશાળામાં બેઠા. અંગ્રેજી શાળામાંથી અભ્યાસ પૂરો કરી ' મ્યુર સેન્ટ્રલ કોલેજ 'માં જોડાયા. જ્યાં તેમના જીવનનું પોત વધુ પ્રકાશમાન્ થયું. નમ્રતા, હુશીઆરી અને ખંતને લઇને તેઓ સર્વ જન-

સભા કે જેમાં મોટે ભાગે અંગ્રેજો હતા. તેના સભ્ય તરીકે નિમ્યા ત્યારે તેમણે નિડરતાથી જે સેવાઓ બજાવી છે તેથી ભલભલા અંગ્રેજો વિસ્મય પામ્યા હતા અને પંડિતજીની કાર્યશક્તિ પર મુગ્ધ બન્યા હતા. ૨૫ વર્ષો સુધી ધારાસભાના સભ્ય તરીકે હિંદી તરીકે મહાન લડતો ચલાવી છે. ૧૮૮૬ ની સાલથી માંડીને આજ પર્યંત તેઓ કોંગ્રેસને વફાદાર રહ્યા છે; છતાં મતભેદ પડતાં તેઓ દશ વર્ષ સુધી કોંગ્રેસની બહાર રહ્યા હતા; પરંતુ સિદ્ધાંતનો ભોગ આપ્યો ન હતો. બનારસ ખાતે હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપનામાં તેમનો ફાળો ઐતિહાસિક છે. તેમની એકી અરજે કરોડ રૂપીઆ ભેગા થઈ ગયા હતા. જેની ઉદ્ઘાટનક્રિયા હિંદના વાઈસરૉય લોર્ડ હાર્ડિંજના હસ્તે ૧૯૧૮ માં થઇ હતી.

મોર્લી–મીન્ટો સુધારા પર તેમણે ઐતિહાસિક ભાષણો આપી સખ્ત વિરોધ દર્શાવ્યો હતો. જલીઆનવાળા બાગ તથા પંજાબના હત્યાકાંડની સખ્ત ઝાટકણીઓ કાઢી હતી. હિંદીઓને સ્વમાનને ખાતર સ્વદેશી વ્રત લેવાની અપીલ કરી હતી. સ્વદેશી હુન્નર ઉદ્યોગ ખીલવવા માટે જહેમતો ઉઠાવી હતી. ખાંડના કારખાનાં તેમજ અન્ય હુન્નર ઉદ્યોગને લગતી સંસ્થાઓ સ્થાપી તેમણે સ્વદેશી વસ્તુને ભારે વેગ આપ્યો. ગરીબોની રોજી સમાન ખાદી અપનાવી લેવા જનતાને દર્દભરી સલાહ આપી. મહાસભા તથા હિંદુ મહાસભાના પ્રમુખસ્થાનેથી પણ તેમણે હિંદુ–મુસ્લીમ એકતાના સંદેશાઓ પાઠવ્યા.

આખરે એ બુઝર્ગ છતાં કાર્યરત વ્યક્તિ માટે જેલમાં જવાનો સમય આવ્યો. ૧૯૩૦ ની સાલમાં હિંદભરમાં સત્યાગ્રહ ફાટી નિકળ્યો. પંડિતજીએ તેમાં ઝંપલાવ્યું અને ગામેગામ સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ સાથે ફરીને લડતને વેગ આપવા વૃદ્ધાવસ્થા છતાં

પ્રવાસો ખેડયા. મુંબઈમાં તિલક જયંતિ નિમિત્તે નીકળેલા જંગી સરઘસમાં તેઓ જોડાયા. સરકારે એ સરઘસ રોકયું. અને ત્યાંથી પંડિતજીને ગીરફતાર કરી પંદર દિવસની સાદી સજા ફરમાવી. ત્યાર બાદ ૧૯૩૧ માં ઇંગ્લાંડ ખાતે ભરાયેલી ગોળમેજી પરિષદમાં મહાત્માજી સાથે હાજરી આપવા ઉપડી ગયા હતા. અને ત્યાં હિંદીઓના હીત માટે ભારે લડત ચલાવી. હિંદમાં પાછા ફર્યા પછી તેઓ દિલ્હી ખાતે મહાસભાની કારોબારી સમિતિમાં હાજરી આપવા જતાં તેમની સરકારે ધરપકડ કરી અને ૭ માસની સાદી સજા ફરમાવી.

સંપૂર્ણ સ્વરાજ્યના ઘડતરમાં અનેક સ્વાતંત્ર્યપ્રેમી હિંદીઓએ આત્મભોગ આપ્યો છે. કોઇએ બુદ્ધિ અર્પણ કરી છે; કોઇએ શક્તિ ખરચી છે, કોઇએ બળિદાન આપ્યાં છે, કોઇએ ધનથી સેવા બજાવી છે. સ્વાર્થત્યાગી પંડિતજીએ હિંદના ઘડતરમાં આપેલો ભોગ અજોડ અને આદર્શ છે. હિમાલય સમા પંડિતજી પોતાનાં કાર્યોમાં, શ્રદ્ધામાં અને સિદ્ધાંતમાં અવિચળ રહ્યા છે. મહાસાગર વચ્ચે નિર્ભયપણે ઉભેલા, ખડકને પાણીનાં તોફાની મોજાંઓ ખડકના એક તસુ ભાગને પણ હચમચાવી શકતાં નથી તેમ પંડિતજીની સામે ગલીચ આક્ષેપો કરનારા કીર્તિ અને સેવાને ઝાંખપ લગાડી શકતા નથી અને શકવાનાએ નથી. તેઓ હિંદુ-મુસ્લીમ એકતાના પ્રખર હીમાયતી છે અને હિંદુઓના અનેક હિતોના ભોગે જો રાષ્ટ્રનું હિત જળવાતું હોય, તો હજારોગણા હિંદુહિતોનું બળિદાન આપવા તેઓ તૈયાર છે. આવતી લક્ષ્મીને ઠોકરે મારનાર સ્વેચ્છાએ ફકીરી ધારણ કરનાર તથા પ્રસંગ આવે પરોપકારી ભિખ માંગનાર એ અમીર ભિખારી સેવાભૂખ્યો છે. પોતાનું સારુંએ જીવન સેવા પાછળ તેણે નિચોવી

નાખ્યુ છે. ધર્મનિષ્ઠ હોવા છતાં હરિજનો પ્રત્યે બન્ધુત્વભાવના કેળવી રહ્યા છે. બુઝર્ગ હોવા છતાં સ્વદેશની હાકલ થતાં પ્રથમ માથું ઝુકાવવા તથા અનેક સંકટો તથા આકરાં કષ્ટો સહન કરવાની તેમની તમન્ના હજીએ જેવી ને તેવી જ છે. જનસેવાની તમન્ના ખાતર જ તેઓએ તાજેતરમાં કાયા કલ્પનો પ્રયોગ અજમાવ્યો હતો.

ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજી હિંદુ ધર્મના આત્મા છે, રાષ્ટ્રના પરમ ઉપાસક છે, ખેડુત, મજુર, ગરિબ તથા હરિજનોના હિતેચ્છુ છે અને હિંદી જનતાના પૂજ્ય વડીલ અને સેવક છે. સેવા, આત્મભોગ અને રાષ્ટ્રપ્રેમથી આજે ભારતવર્ષમાં તેમની કીર્તિ પર કળશ ચઢયો છે.

હિંદીઓને સત્ય, અહિંસા, શ્રદ્ધા અને સેવામાર્ગે દોરવા તેઓ ચિરંજીવી રહે ભારતભૂષણ પંડિત માલવીયાજી સાચેજ ભારતભૂષણ છે.

# સરદાર વલ્લભભાઈ

માતૃભૂમિને માટે મસ્તક હાથમાં લઇ ફરનારા અણનમ હિંદી યોદ્ધાઓમાંના એક તે સરદાર પટેલ. કારાવાસની ગોઝારી કોટડીઓ એમને ન અકળાવી શકે; ન ગુંગળાવી શકે. લાઠીમારો, ગોળીબારો કે બોમ્બના ધડાકાઓ એમને ન ધ્રૂજાવી શકે; ન ડરાવી શકે. આઝાદીના માર્ગે વળતા ફાંસીનો માંચડો એમને ન થથરાવી શકે; શત્રુ ન હંફાવી શકે.

સરકાર સામુ બહાર વટું ખેડવા બહાર પડેલા ગુજરાતના બે નામચીન બહારવટીઆઓના નામો ભારતવર્ષની આઝાદીની લડતના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાશે. સરકારે અનેક ક્રૂર અને બદમાશમા બદમાશ બહારવટીઆઓને જેર કર્યાં છે; પરતુ આ બે અહિંસક બહારવટીઆ-ઓને તે જેર કરી શકી નથી. એ બે બહારવટીઆ તે સ્વ. બડવીર વિઠ્ઠલભાઇ પટેલ અને સરદાર વલ્લભ



સરદાર વલ્લભભાઇ

નાખ્યું છે. ધર્મનિષ્ઠ હોવા છતાં હરિજનો પ્રત્યે બંધુત્વભાવના કેળવી રહ્યા છે. બુઝર્ગ હોવા છતાં સ્વદેશની હાકલ થતાં પ્રથમ માથું ઝુકાવવા તથા અનેક સંકટો તથા આકરાં કષ્ટો સહન કરવાની તેમની તમન્ના હજીએ જેવી ને તેવી જ છે. જનસેવાની તમન્ના ખાતર જ તેઓએ તાજેતરમાં કાયા કલ્પનો પ્રયોગ અજમાવ્યો હતો.

ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજી હિંદુ ધર્મના આત્મા છે, રાષ્ટ્રના પરમ ઉપાસક છે. ખેડુત, મજુર, ગરિબ તથા હરિજનોના હિતેચ્છુ છે અને હિંદી જનતાના પૂજ્ય વડીલ અને સેવક છે. સેવા, આત્મભોગ અને રાષ્ટ્રપ્રેમથી આજે ભારતવર્ષમાં તેમની કીર્તિ પર કળશ ચઢયો છે.

હિંદીઓને સત્ય, અહિંસા, શ્રદ્ધા અને સેવામાર્ગે દોરવા તેઓ ચિરંજીવી રહે. ભારતભૂષણ પંડિત માલવીયાજી સાચેજ ભારતભૂષણ છે.

# સરદાર વલ્લભભાઈ

**મા**તૃભૂમિને માટે મસ્તક હાથમા લઇ ફરનાગ અણનમ હિંદી યોદ્ધાઓમાંના એક તે સગદાર પ૮ેન કારાવાસની ગોઝારી કોટડીઓ એમને ન અકળાવી શકે ન ગુગળાવી શકે લાઠીમારો, ગોળીમારો કે બોમ્બના ધડાકાઓ એમને ન ધ્રૂજાવી શકે, ન ડરાવી શકે આઝાદીના માર્ગે વગતા ફાસીનો માચડો એમને ન ચચરાવી શકે, શત્રુ ન હફાવી શકે

સરકાર સામુ બહાર વટુ ખેડવા બહાર પડેલા ગુજરાતના બે નામચીન બહારવટીઆઓના નામો ભારતવર્ષની આઝાદીની લડતના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાશે સરકારે અનેક ક્રૂર અને બદમાશમા બદમાશ બહારવટીઆઓને જેર કર્યાં છે, પરંતુ આ બે અહિંસક બહારવટીઆઓને તે જેર કરી શકી નથી એ બે બહારવટીઆ તે સ્વ ભડવીર વિઠ્ઠલભાઇ પટેલ અને સરદાર વલ્લભ



સરદાર વલ્લભભાઇ

"અમારા જેવા વિદ્યાર્થીઓ તમારા વર્ગમાં જો આવ્યા ન હોત તો તમો ભણાવતે કોને ? તમારી જાતને ? આ ટેબલ ખુરશીને કે આ કાળા પાટીઆને ?" આ સાંભળી શિક્ષક ખૂબ ચિડાયા.

"કાલે દશ વખત આંકના પાડા લખી લાવજે " મેટ્રિકના વિદ્યાર્થીને આ સજા શિક્ષકે કરી.

"કેમ લખી લાવ્યો કે પાડા ? " બીજે દિવસે શિક્ષકે પ્રશ્ન કર્યો.

"ના સાહેબ " ઠંડે કલેજે સરદારે ઉત્તર આપ્યો.

"સારૂં કાલે સો વાર લખી લાવજે " શિક્ષકે વધુ શિક્ષા કરી.

"કેમ આજે લખી લાવ્યો કે " ત્રીજા દિવસે શિક્ષકે પુનઃ એ જ પ્રશ્ન કર્યો.

"ના સાહેબ " વળી પાછો એ જ જવાબ મળ્યો, શિક્ષક ખૂબ ચિડાયા.

"કાલે બસો વાર લખી લાવજે " હુકમે હદ વટાવી.

"કેમ આજે લખી લાવ્યો કે વધારે સજા ભોગવવી છે ?" શિક્ષકે ચશ્મા ઉંચા કર્યા.

"હા સાહેબ ! આ બસો પાડા " એમ કહીને એક કાગળ પર 'બસો પાડા ' એટલું જ લખેલું તે બતાવ્યું. આ જોઇ તેમની ઉધ્ધતાઇ પર શિક્ષક ખૂબ રોષે ભરાયા. અને હેડ માસ્તર પાસે લઇ ગયા, હેડ માસ્તરે સરદારને કહ્યું કે તમો શિક્ષકનું અપમાન કરો છો તે સારૂં નથી. સરદારે હેડ માસ્તરને પણ સંભળાવી દીધું કે "બસો પાડા " એમણે માંગ્યા પરંતુ " બે પાડાના " ઠેકાણાં નહિ તો બસો ક્યાંથી આપું તેમ છતાં પણ પાડોશીના " બસો પાડા " લાવ્યો. બે નિકળ્યા મારણકણાં તે નાસી ગયા એટલે બાકી રહ્યાં

બે મીંડાં. હેડ માસ્તરને પણ હસવું આવ્યું. સરદારને સૂચના તથા ઠપકો આપી છોડી મૂકયા. પરંતુ આ બનાવથી તેઓ શિક્ષકની દાઢમાં આવી ગયેલા. બીજો એવો પ્રસંગ ઊભો થતાં તેમને ત્યાંથી બરતરફ કરવામાં આવ્યા. વળી પાછા નડીઆદ ગયા અને ત્યાં મેટ્રિકની પરિક્ષા પસાર કરી. આમ મેટ્રિક સુધીમાં તો તેમને ચાર પાંચ ગામોની શાળાઓમાં રખડવું પડયું. સારું થયું કે તેઓ કૉલેજના વધુ અભ્યાસાર્થે આગળ ન વધ્યા નહિ તો તેમને આખા હિંદુસ્તાનની કૉલેજો ઘુમવી પડત !

મેટ્રિક પસાર કરી સરદારે "ડિસ્ટ્રીકટ પ્લીડર"નો અભ્યાસ કર્યો. તેમાં સફળતા મેળવી ગોધરે વકીલાત કરવી શરૂ કરી. અહિંઆં વિઠ્ઠલભાઈ પણ વકીલાત કરતા હતા પરંતુ સ્વતંત્ર સ્વભાવના વલ્લભભાઈને એમની સાથે રહીને વકીલાત કરવી ન ગમી. એમણે તો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. દિવાની દાવાઓ કરતાં ફોઝદારી દાવાઓ લડવામાં તેમને ઘણી મઝા પડતી અને તેમની પાસે પણ ફોઝદારી દાવાઓ જ આવતા. કોઈ જગ્યાએ લૂંટફાટ, ચોરી, ધાડ, ખૂન કે એવા કોઈ પણ બનાવોના દાવાઓ આવે તેમાં આ બે પટેલ વકીલોમાંના એક તો હોય જ. અને જો જોગજોગે વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ બેઉ સામસામા પક્ષના વકીલ તરીકે કોર્ટમાં આવી ઉભા હોય ત્યારે તો ઔર રંગ જામતો. ઉપરાઉપરી દલીલો બેઉ પક્ષો તરફથી થવા માંડે અને ભારે રસાકસી જામે. ન્યાયાધિશ તો પૂતળાંની જેમ કલાકો સુધી બેસી જ રહે. વલ્લભભાઈની કમાણી સારી જામી. તેમાંથી પૈસો બચાવી વિલાયત બૅરિસ્ટરની પરિક્ષા આપવાની તેમની મહત્તાકાંક્ષા હતી. તેમણે પાસપોર્ટ મંગાવ્યો. પાસપોર્ટમાં "વી. જે. પટેલ" એટલું જ નામ લખેલું. 'વી.' એટલે વલ્લભભાઈ પણ થાય અને વિઠ્ઠલભાઈ પણ થાય.

" હમારા જેવા વિદ્યાર્થીઓ તમારા વર્ગમાં જો આવ્યા ન હોત તો તમો ભણાવતે કોને ? તમારી જાતને ? આ ટેબલ ખુરશીને કે આ કાળા પાટીઆને ?" આ સાંભળી શિક્ષક ખૂબ ચિડાયા.

" કાલે દશ વખત આંકના પાડા લખી લાવજે " મેટ્રિકના વિદ્યાર્થીને આ સજા શિક્ષકે કરી.

" કેમ લખી લાવ્યો કે પાડા ? " બીજે દિવસે શિક્ષકે પ્રશ્ન કર્યો.

" ના સાહેબ " ઠંડે કલેજે સરદારે ઉત્તર આપ્યો.

" સારૂં કાલે બે વાર લખી લાવજે " શિક્ષકે વધુ શિક્ષા કરી.

" કેમ આજે લખી લાવ્યો કે " ત્રીજા દિવસે શિક્ષકે પુનઃ એ જ પ્રશ્ન કર્યો.

" ના સાહેબ " વળી પાછો એ જ જવાબ મળ્યો. શિક્ષક ખૂબ ચિડાયા.

" કાલે બસો વાર લખી લાવજે " હુકમે હદ વટાવી.

" કેમ આજે લખી લાવ્યો કે વધારે સજા ભોગવવી છે ? " શિક્ષકે ચશ્મા ઉંચા કર્યા.

" હા સાહેબ ! આ બસો પાડા " એમ કહીને એક કાગળ પર 'બસો પાડા ' એટલું જ લખેલું તે બતાવ્યું. આ જોઇ તેમની ઉધ્ધતાઈ પર શિક્ષક ખૂબ રોષે ભરાયા. અને હેડ માસ્તર પાસે લઇ ગયા. હેડ માસ્તરે સરદારને કહ્યું કે તમો શિક્ષકનું અપમાન કરો છો તે સારૂ નથી. સરદારે હેડ માસ્તરને પણ સંભળાવી દીધું કે " બસો પાડા " એમણે માંગ્યા પરંતુ " એ પાડાના " ઠેકાણું નહિ તો બસો ક્યાંથી આપું તેમ છતાં પણ પાડોશીના " બસો પાડા " લાવ્યો. બે નિકળ્યા મારકણાં તે નાસી ગયા એટલે બાકી રહ્યાં

બે મીંડા. હેડ માસ્તરને પણ હસવું આવ્યું. સરદારને સૂચના તથા ઠપકો આપી છોડી મૂક્યા. પરંતુ આ બનાવથી તેઓ શિક્ષકની દાઢમાં આવી ગયેલા. બીજો એવો પ્રસંગ ઉભો થતાં તેમને ત્યાંથી બરતરફ કરવામાં આવ્યા. વળી પાછા નડીઆદ ગયા અને ત્યાં મેટ્રિકની પરિક્ષા પસાર કરી. આમ મેટ્રિક સુધીમાં તો તેમને ચાર પાંચ ગામોની શાળાઓમાં રખડવું પડયું. સારું થયું કે તેઓ કૉલેજના વધુ અભ્યાસાર્થે આગળ ન વધ્યા નહિ તો તેમને આખા હિંદુસ્તાનની કૉલેજો ઘુમવી પડત !

મેટ્રિક પસાર કરી સરદારે "ડિસ્ટ્રીકટ પ્લીડર"નો અભ્યાસ કર્યો. તેમાં સફળતા મેળવી ગોધરે વકીલાત કરવી શરૂ કરી. અહિંઆં વિઠ્ઠલભાઇ પણ વકીલાત કરતા હતા પરંતુ સ્વતંત્ર સ્વભાવના વલ્લભભાઇને એમની સાથે રહીને વકીલાત કરવી ન ગમી. એમણે તો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. દિવાની દાવાઓ કરતાં ફોજદારી દાવાઓ લડવામાં તેમને ઘણી મઝા પડતી અને તેમની પાસે પણ ફોજદારી દાવાઓ જ આવતા. કોઈ જગ્યાએ લૂંટફાટ, ચોરી, ધાડ, ખૂન કે એવા કોઇ પણ બનાવોના દાવાઓ આવે તેમાં આ બે પટેલ વકીલોમાંના એક તો હોય જ. અને જો બોગજોગે વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇ બેઉ સામસામા પક્ષના વકીલ તરીકે કોર્ટમાં આવી ઉભા હોય ત્યારે તો ઔર રંગ જામતો. ઉપરાઉપરી દલીલો બેઉ પક્ષો તરફથી થવા માંડે અને ભારે રસાકસી જામે. ન્યાયાધિશ તો પૂતળાંની જેમ કલાકો સુધી બેસી જ રહે. વલ્લભભાઇની કમાણી સારી જામી. તેમાંથી પૈસો બચાવી વિલાયત બૅરિસ્ટરની પરિક્ષા આપવાની તેમની મહત્વાકાંક્ષા હતી. તેમણે પાસપોર્ટ મંગાવ્યો. પાસપોર્ટમાં "વી. જે. પટેલ" એટલું જ નામ લખેલું. 'વી.' એટલે વલ્લભભાઇ પણ થાય અને વિઠ્ઠલભાઇ પણ થાય.

થતી અધોગતિના અમલમાં મહેસુલ ઘટાડવાને બદલે સરકારે વધારી મૂકી. સરદારે પરિસ્થીતિ તપાસી અને ખેડુતોને મહેસુલ ન ભરવા હુકમ આપ્યો. સરકારે મહેસુલ વસુલ કરવા દમનનીતિના પૂર જમાવ્યા. કોણ ડરે ? સૌ કોઈ ફના થવા તૈયાર થયા હતા. વ નલભાઈ બોલવા કરતા વધુ કર્તવ્યપરાયણ છે અને બોને છે તો અણીના જ પ્રસંગે બારડોલીની લડત પ્રસંગે એમણે આપેલા ભાષણોને કાકા કાલેલકર ' જીવની સરસ્વતિ 'ના નામે ઓળખાવે છે. આ લડતનું સમાધાન કરવા શ્રીમાન્ મુનશીજીએ સરકારને ખૂબ ખૂબ સમજાવી સરકાર એમની બે ન જ થઈ. આથી આખરે તેમણે ધારાસભામાથી રાજીનામું આપ્યુ અને બારડોલીની લડતની સંપૂર્ણ તપાસ કરી અહેવાલ બહાર પાડ્યો. આખરે સરદારને મુંબઈ બોલાવવામા આવ્યા અને સરકારે સરદારની માગણી મુજબ સમાધાન કર્યું. આ વિજયે તેમને સરદાર બનાવ્યા. સરદારની ખ્યાતિ હિંદ તેમ જ વિદેશોમા પ્રસરી વળી.

ગત સત્યાગ્રહની લડતમા સૌથી પ્રથમ તેમની જ ધરપકડ થયેલી. રાસ ખાતે ભાષણો તથા સભાઓ પર પ્રતિબંધ મૂકાયેલો છતા સરદાર એથી કાંઈ ડરે તેમ ન હતા. એમણે તો ભાષણો આપવાં શરૂ કર્યાં અને પોલીસે એમની ધરપકડ કરી ત્રણ માસની સજા અને ત્રણસો રૂપીઆનો દંડ ચોંટાડ્યો. આ પ્રસંગે જેલમાં એમનું પંદર શેર જેટલું વજન ઘટી ગયું છતા જેલમાથી જ્યારે છૂટયા ત્યારે એની એ જ ધગશ, એનું એ જ હસતું મ્હો અને ફરીવાર લડતમા ઝંપલાવ્યું. પંડિત મોતિલાલ નહેરુ જેલમાં જતા કોંગ્રેસનો કાંટાળો તાજ એમના શિરે મૂકતા ગયા. મુંબઈમા સઘળા નેતાઓ ભેગા થયા હતા. લોકમાન્યની જયંતિ હતી. સરઘસ નીકળ્યું. સરઘસમા પં. મદનમોહન માલવીયા, શ્રી૰ શેરવાની, ડૉ૰ હાર્ડિકર

વિગેરે હતા. સરઘસના સરદાર સરદાર જ હતા. સરઘસ બોરીબંદર આગળ આવ્યું. પોલીસે અટકાવ્યું. બોરીબંદર પર માનવમહાસાગર ઉભરાયો. આખી યે રાત રામનામની ધુન મચી. કોઇ ન થાકે. આખરે સ્હવારના નેતાઓની ધરપકડો થઇ. સરઘસ પર લાઠીમારો શરૂ થયો. આ દૃશ્ય સાંભરતાં આજે પણ જનતામાં ભારે અભિમાન જાગ્રત કરે છે. સરદારને ત્રણ માસની સજા મળી.

ગાંધી–ઇરવીન સંધિ પછી, મહાત્માજી ગોળમેજી પરિષદ્‌માં હાજરી આપી નિરાશાનું પોટલું બાંધી હિંદના કિનારે ઉતર્યા. આ પ્રસંગે સત્યાગ્રહની લડતને જડમૂળમાંથી ઉખેડી નાખવા સામ્રાજ્યવાદે દમનનીતિના કોરડા વિંઝવા માંડયા હતા. ઑરડીનાન્સરાજ્ય શરૂ થયું હતું. જે સામે મહાત્માજીએ ભારે વિરોધ ઉઠાવ્યો. લડતના વાદળાં પુનઃ છવાયાં. સરદારને ૧૯૩૨ના જાન્યુઆરી માસની પાંચમી તારીખે સજા થઇ અને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા. દેશનાયકો જેલની દિવાલો પાછળ પડતાં જનતામાં મંદતા જામી. સ્વરાજ્યનો સંગ્રામ જમીનદોસ્ત હાલતમાં હતો. તેવામાં દેશનાયકો છૂટતા ગયા અને ફરી પાછું પ્રચારકાર્ય શરૂ થયું. સત્યાગ્રહની ચળવળ પડતી મૂકાઇ.

ત્યાર બાદ ધારાસભાઓની બેઠકો કબજે કરવાની ઝુંબેશ જાગી. ભારે પ્રચારકાર્ય હાથ ધરવામાં આવ્યું. નેતાઓ દેશના ચારેય ખૂણાઓમાં ફરી વળ્યા. મહાસભાને અપૂર્વ ફત્તેહ મળી. સાતે પ્રાંતની સફળતા એને જ આભારી છે. બાકીના ચાર પ્રાંતોમાં મહાસભાને યશસ્વી ફત્તેહ મળે તો નવાઇ નહિ.

કોંગ્રેસનો કાર્યક્રમ તથા વ્યુહરચનાઓ કોંગ્રેસની કારોબારી સમિતિ ઘડે છે; જેના સરદાર પ્રમુખ છે. તેમની કુનેહથી સફળતાના

થતી અધોગતિના અમલમા મહેસુલ ઘટાડવાને બદલે સરકારે વધારી મૂકી સરદારે પરિસ્થીતિ તપાસી અને ખેડુતોને મહેસુલ ન ભરવા હુકમ આપ્યો સરકારે મહેસુલ વસુલ કરવા દમનનીતિના પૂર જમાવ્યા કોણુ ડરે ? સૌ કોઇ ફના થવા તૈયાર થયા હતા વલ્લભભાઇ બોલવા કરતા વધુ કર્તવ્યપરાયણ છે અને બોને છે તો અણીના જ પ્રસગે બારડોલીની લડત પ્રસગે એમણે આપેલા ભાષણોને કાકા કાલેલકર " જીવની સરસ્વતિ "ના નામે ઓળખાવે છે આ લડતનુ સમાધાન કરવા શ્રીમાન્ મુનશીજીએ સરકારને ખુબ ખુબ સમજાવી સરસાર એમની બે ન જ થઇ આથી આખરે તેમણે ધારાસભામાથી રાજીનામુ આપ્યુ અને બારડોલીની લડતની સપૂર્ણ તપાસ કરી અહેવાલ બહાર પાડયો આખરે સરદારને મુબઇ બોલાવવામા આવ્યા અને સરકારે સરદારની માગણી મુજબ સમાધાન કર્યું આ વિજયે તેમને સરદાર બનાવ્યા સરદારની ખ્યાતિ હિંદ તેમ જ વિદેશોમાં પ્રસરી વળી

ગત્ સત્યાગ્રહની લડતમા સૌથી પ્રથમ તેમની જ ધરપકડ થયેલી રાસ ખાતે ભાષણો તથા સભાઓ પર પ્રતિબધ મૂકાયેલો છતા સરદાર એથી કાંઇ ડરે તેમ ન હતા એમણે તો ભાષણો આપવા શરૂ કર્યાં અને પોલીસે એમની ધરપકડ કરી ત્રણ માસની સજા અને ત્રણસો રૂપીઆનો દડ ચોટાડયો. આ પ્રસગે જેલમાં એમનુ પદર શેર જેટલુ વજન ઘટી ગયું છતા જેલમાથી જ્યારે છૂટયા ત્યારે એની એ જ ધગશ, એનુ એ જ હસતું મ્હો અને ફરીવાર લડતમાં ઝપલાવ્યુ પડિત મોતિલાલ નહેરૂ જેલમા જતાં કોંગ્રેસનો કાંટાળો તાજ એમના શિરે મૂકતા ગયા મુબઇમાં સઘળા નેતાઓ ભેગા થયા હતા લોકમાન્યની જયતિ હતી. સરઘસ નીકળ્યુ. સરઘસમા પ. મદનમોહન માલવીયા, શ્રી૦ શેરવાની, ડૉ૦ હાર્ડિકર

વિગેરે હતા સરઘસના મોખરે સરદાર જ હતા સરઘસ બોરીબંદર આગળ આવ્યું પોલીસે અટકાવ્યું બોરીબંદર પર માનવમહાસાગર ઉભરાયો આખી યે રાત રામનામની ધૂન ચાલી કોઈ ન થાકે આખરે સ્વરાજના નેતાઓની ધરપકડો થઈ સરઘસ પર લાઠીમારો શરૂ થયા આ દૃશ્ય સાંભરતા આજે પણ જનતામાં ભારે અભિમાન જાગ્રત કરે છે. સરદારને ત્રણ માસની સજા મળી

ગાંધી-ઇરવીન સંધિ પછી, મહાત્માજી ગોળમેજી પરિષદમાં હાજરી આપી નિરાશાનું પોટલું બાંધી હિંદના કિનારે ઉતર્યા આ પ્રસંગે સત્યાગ્રહની લડતને જડમૂળમાંથી ઉખેડી નાખવા સામ્રાજ્યવાદે દમનનીતિના કોરડા વિંઝવા માંડ્યા હતા. ઑર્ડીનાન્સ-રાજ્ય શરૂ થયું હતું. જે સામે મહાત્માજીએ ભારે વિરોધ ઉઠાવ્યો. લડતના વાદળો પુનઃ છવાયા સરદારને ૧૯૩૨ના જાન્યુઆરી માસની પાંચમી તારીખે સજા થઈ અને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા દેશનાયકો જેલની દિવાલો પાછળ પડતાં જનતામાં મંદતા જામી સ્વરાજ્યનો સંગ્રામ જમીનદોસ્ત હાલતમાં હતો તેવામાં દેશ-નાયકો છૂટતા ગયા અને ફરી પાછું પ્રચારકાર્ય શરૂ થયું સત્યા-ગ્રહની ચળવળ પડતી મૂકાઈ

ત્યાર બાદ ધારાસભાઓની બેઠકો કબજે કરવાની ઝુંબેશ જાગી ભારે પ્રચારકાર્ય હાથ ધરવામાં આવ્યું નેતાઓ દેશના ચારેય ખૂણાઓમાં ફરી વળ્યા મહાસભાને અપૂર્વ ફત્તેહ મળી સાતે પ્રાંતની સફળતા એને જ આભારી છે. બાકીના ચાર પ્રાંતોમાં મહાસભાને યશસ્વી ફત્તેહ મળે તો નવાઈ નહિ.

કોંગ્રેસનો કાર્યક્રમ તથા વ્યૂહરચનાઓ કોંગ્રેસની કારોબારી સમિતિ ઘડે છે, જેના સરદાર પ્રમુખ છે તેમની કુનેહથી સફળતાના

માર્ગો સમીપમાં આવતા ભાસે છે; સરળ બને છે. તાજેતરમા માણસા રાજ્યમાં પ્રજાને સાંપડેલી સફળતા એમને જ આભારી છે.

ફરી એકવાર હિંદની આઝાદી માટે છેવટનો મોરચો માંડવાની શક્તિ એ વિજયી યોદ્ધાને મળે ! અને તેમા એને સફળતા મળે એ જ પ્રાર્થના.

સ્વતંત્ર હિંદના સરદાર બનવાનું માન પ્રભુ સરદાર વલ્લભભાઇ પટેલને આપો !

# મૌલાના અબુલ-કલામ આઝાદ

રાષ્ટ્રભક્ત મૌલાના અબુલ-કલામ આઝાદ હિંદુ-મુસ્લિમ એકતાના પરમ ઉપાસક તથા સાંકળ છે. એમના પવિત્ર જીવનથી વિશેષ પવિત્ર એમની રાષ્ટ્રભક્તિ છે. કોમીવાદના ઘેરાતાં ઘોર વાદળોમાં એ જ્વલંત દિપક છે. એ દિપકના દૈવિ તેજને ઝાંખુ પાડવામાં કોમીવાદ નિષ્ફળ નિવડ્યો છે. અનેક વિકટ સંજોગોમાં પણ રાષ્ટ્રની સેવા અજનવર્તી પાછા પડ્યા નથી. એમનું પવિત્ર જીવન સૌ કોઈને અદેખાઇ ઉપજાવે એવુ છે. ભ્રાતૃપ્રેમ તથા સમભાવતા એમના જીવન સાથે જડાયલા છે.

પ્રત્યેક હિંદી માટે એમનું જીવન ધડારૂપ થઇ પડે એવુ છે

મૌલાના અબુલ-કલામ આઝાદનો જન્મ ૧૮૮૮ ની સાલમાં મુસ્લીમોના પવિત્ર ધામ રૂપ ગણાતા મક્કામા થયેલો. એમના જીવન પર એ પવિત્ર ભૂમિએ પવિત્ર



મૌલાના-અબુલ કલામ આઝાદ

સંસ્કાર રેડયા છે. એમના પિતા મૌલાના ખૈરૂલઉદ્દીન પણ ઇશ્વરપરાયણ તથા સત્યના પૂજારી હતા. ખટપટી જીવન પ્રત્યે એમને પ્રથમથી જ તિરસ્કાર હતો. એમની શુભ નિષ્ઠાને લઇને એમના અનુયાયીઓની મોટી સંખ્યા કેવળ હિંદમાં જ નહિ પરતુ વિદેશોમાં પણ પ્રસરી હતી. ઇસ્લામ પર તેમણે ઘણાં પુસ્તકો રચ્યાં હતાં જે આજે પણ બહોળા પ્રમાણમાં વંચાય છે. સંસ્કારી પિતાનો સંસ્કાર-વારસો પુત્રને મળ્યો.

મૌલાના આઝાદના વડવાઓ ઘણા મશહુર હતા. અકબરના સમયમાં દિલ્હી ખાતે થઇ ગયેલા શેખ જમાલુદ્દીન એક વિદ્વાન તથા બાહોશ લેખક હતા. એમની કલમમાં પ્રાણ હતો; સંસ્કાર હતા; ભાવના હતી, એ વડવાઓના વંશજોએ આજ સુધી એમની કીર્તિ જાળવી રાખી છે એટલું જ નહિ પરંતુ એમની કીર્તિ પર કળશ ચઢાવ્યો છે. મૌલાના અબુલ કલામ આઝાદની કલમ તો જાણીતી છે. એમાંથી નિતરતી અક્ષરમાળા ચિરસ્થાયી રહેવાને જન્મેલી છે. ભવિષ્યમાં જેની એક વખતે ભારે કદર થશે અને દૌલત બનશે. ૧૮૫૭ ના બળવા પછી ઘણા ઇસ્લામી કુટુંબો હિંદમાંથી હિઝરત કરી ગયેલાં. મૌલાનાનું કુટુંબ પણ હિઝરત કરી ગયું હતું અને ઘણા વરસો સુધી અરબસ્તાનમાં વસવાટ કર્યો હતો.

મૌલાનાનું બાળજીવન અરબસ્તાનમાં જ વીત્યું; ઇસ્લામી સંસ્કૃતિની ગોદમાં જ એ ઉછર્યા અને સંસ્કારી નીવડયા. બાળપણમાં તેઓ શાંત સ્વભાવના તથા સર્વ કામમાં ઉમંગી હતા. નિરાશાને એમણે નેવે મૂકેલી. કર્તવ્યને ફરજ માનેલી અને શુભ નિષ્ઠાને જ એમણે ધર્મ માન્યો. એ જ પ્રમાણે તેમના જીવનના ઘડતરમાંથી જ સારાં બી વવાયાં. અને તેનું ફાલીફૂલી થયેલું વૃક્ષ આપણી સમક્ષ

છે તેઓ મીઠાબોલા હતા મૌ કોઇને ઘડિભર રમાડી લેવાનુ મન થાય એવી એમની બાળપણની આકૃતિ અને ઓજસ્વીતા હતા

ભણવામા ખ તીલા, જે કરવાનુ હોય તે કરીને પછી જ રમતમાં ધ્યાન જાય એકેય વસ્તુ અધુરી ન રહે એ વાત તેઓ લક્ષમા ગખતા રમતી વેળાએ રમતમા ધ્યાન રાખે. પછી તેઓ ઇજીપ્તના પાટનગર કૈરોના વિશ્વવિખ્યાત અલ-અજહર નામના વિશ્વવિદ્યાલયમા જોડાયા જ્યા ઘણા વરસો સુધી એમણે કેળવણી લીધી સોળ વર્ષની ઉંમરે અરબી તથા ફારસી ભાષા પર અદ્ભુત કાબુ જમાવી દીધો અને પારગત થયા. એમની આ સફળતા માટે સૌ કોઇ પ્રશસાના પુષ્પો વેરતા આટલી ઉંમરે ઇસ્લામનો ઉડો અભ્યાસ કર્યો હતો અને કોઇની પણ તાકાત નહોતી કે તેમની સાથે વાદવિવાદમા ઉતરી શકે

પાશ્ચાત્ય કેળવણી અને સસ્કૃતિને સુંદરીનુ રૂપ આપીએ તો ખોટુ કહેવાય નહિ અનેક વ્યક્તિઓ એમાં ફસાઇ ચુકી છે અને હજીએ ફસાય છે જમાનો જતા કેટલાક પસ્તાય છે અને હજારો પસ્તાશે એ પાશ્ચાત્ય સસ્કૃતિની સુંદરીએ એમને પણ મોહિની લગાડી તેઓની નજર એ પાશ્ચાત્ય સસ્કૃતિ પર પડી અને અંગ્રેજી પરતુ આ વખતે એ માટે ઘણો વિરોધ ઉઠયો. મૌલાના અગ્રેજી ભણે એ વાત સાતી પ્રજાને ન ગમી મૌલાના સ્વતત્ર સ્વભાવના એમને એમ લાગ્યુ કે એમા કશુ ખોટુ નથી. એમણે અગ્રેજીનો અભ્યાસ કરવો શરૂ કરી દીધો અને જેટલો મેળવાય તેટલો કાબુ પણ મેળવી લીધો

જેમ જેમ મૌલાના ઉડો અભ્યાસ કરતા ગયા તેમ તેમ તેમના વિચારો પણ પુખ્ત બન્યા અને એ વિચારો જનતા સમક્ષ મૂકવા એમને ઉત્કટા થઇ. એક માસિક પત્ર શરૂ કર્યું. પોતાના વિચારોનુ એ વાજીત્ર બન્યુ. અહીંથી તેમની

સંસ્કાર રેડ્યા છે એમના પિતા મૌલાના ખૈરૂદ્દીન પણ ઈશ્વરપરાયણ તથા સત્યના પૂજારી હતા ખટપટી જીવન પ્રત્યે એમને પ્રથમથી જ તિરસ્કાર હતો એમની શુભ નિષ્ઠાને લઈને એમના અનુયાયીઓની મોટી સંખ્યા કેવળ હિંદમાં જ નહિ પરંતુ વિદેશોમાં પણ પ્રસરી હતી ઈસ્લામ પર તેમણે ઘણા પુસ્તકો રચ્યા હતાં જે આજે પણ બહોળા પ્રમાણમાં વંચાય છે સંસ્કારી પિતાનો સંસ્કાર વારસો પુત્રને મળ્યો

મૌલાના આઝાદના વડવાઓ ઘણા મશહૂર હતા અકબરના સમયમાં દિલ્હી ખાતે થઈ ગયેલા શેખ જમાલુદ્દીન એક વિદ્વાન તથા બાહોશ લેખક હતા એમની કલમમાં પ્રાણ હતો, સંસ્કાર હતા, ભાવના હતી, એ વડવાઓના વંશજોએ આજ સુધી એમની કીર્તિ જાળવી રાખી છે એટલું જ નહિ પરંતુ એમની કીર્તિ પર કળશ ચઢાવ્યો છે મૌલાના અબુલ કલામ આઝાદની કલમ તો જાણીતી છે એમાંથી નિતરતી અક્ષરમાળા ચિરસ્થાયી રહેવાને જન્મેલી છે ભવિષ્યમાં જેની એક વખતે ભારે કદર થશે અને દૌલત બનશે ૧૮૫૭ના બળવા પછી ઘણા ઇસ્લામી કુટુંબો હિંદમાંથી હિજરત કરી ગયેલા મૌલાનાનું કુટુંબ પણ હિજરત કરી ગયું હતું અને ઘણા વરસો સુધી અરબસ્તાનમાં વસવાટ કર્યો હતો

મૌલાનાનું બાળજીવન અરબસ્તાનમાં જ વીત્યું, ઇસ્લામી સંસ્કૃતિની ગોદમાં જ એ ઉછર્યાં અને સરમરી નીવડ્યા બાળપણમાં તેઓ શાંત સ્વભાવના તથા સર્વ કામમાં ઉમંગી હતા નિરાશાને એમણે નેવે મૂકેલી કર્તવ્યને ફરજ માનેલી અને શુભ નિષ્ઠાને જ એમણે ધર્મ માન્યો એ જ પ્રમાણે તેમના જીવનના ઘડતરમાંથી જ સારા બી વવાયા અને તેનું ફાલીફૂલી થયેલું વૃક્ષ આપણી સમક્ષ

*હિંદુ-મુસ્લીમ એકતાની નીતિ સરકારને સાલતી હતી !* ' અલ-હીલાલ ' પત્ર મધ્યેના તેમના લેખો તપાસવા એક સમિતિ નીમવામાં આવી. છતાં પણ તેમણે પોતાની નીતિ ન છોડતાં છેવટ સુધી પોતાનું કાર્ય બહાદુરીભરી રીતે ચાલુ રાખ્યું. એમની નિર્ભયતા પર સરકાર મુગ્ધ બની. ખુદ પાર્લામેંટ સુધી એમની કૃતિઓ માટે પ્રશ્ન પુછાયા.

સરકારે આખરે એમના પત્રની જુની જામીનગીરી રદ કરી અને રૂ. ૧૦,૦૦૦ ની નવી જામીનગીરી માંગી. પત્ર બંધ થયું. તેમણે ' અલબલાગ ' નામનું બીજું પત્ર શરૂ કર્યું. સરકારની વિકરાળ આંખો વધુ વિકરાળ બની. મૌલાનાની પ્રવૃત્તિઓ પર ચાંપતી નજર રાખવામાં આવી તથા તેમના હરવા ફરવા પર પ્રતિબંધો મૂકાયા. ૧૯૧૬ માં બંગાળ સરકારે બંગાળ છોડી જવા તેમને હુકમ કર્યો.

બંગાળ છોડી મૌલાના કરાંચી ગયા. અહિંઆ તેમને નજરકેદ કરવામાં આવ્યા. ત્રાસવાદી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવવાનો દોષ તેમના પર ઢોળવામાં આવ્યો. બેધડક રીતે તેઓ ડર્યા વિના ત્યાં રહ્યા અને કોઇનીએ પરવા ન કરી, અનેક વિટંબણાઓ વહોરી લેવા એ સૈનિક ભારત માટે તૈયાર જ હતા.

૧૯૨૦ માં એમના પરથી પ્રતિબંધ દૂર કરવામાં આવ્યો, પરંતુ જેણે રાષ્ટ્રને માટે ફકીરી ધારણ કરી હોય તેને આરામ કેવો ? અસહકાર શરૂ થયો. *મૌલાનાએ સક્રિય ભાગ લીધો એટલું* જ નહિ પરંતુ ભારે જહેમત ઉઠાવી. પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેમની સામે પ્રચંડ વિરોધ હિંદીઓએ કરેલો અને તેમાંના એક મૌલાના. સરકારની કરડી નજરે એમને તરત જ ઝડપી લીધા અને ૧૦ મી ડીસેંબરના રોજ તેમને ગીરફતાર કરી એક વર્ષની સજા ફટકાવી.

૧૯૩૩ માં રાષ્ટ્રપતિપદ એમને એનાયત થયું અને તે દરમ્યાન

ખ્યાતિ લેખક તરિકે થઇ એ પત્ર ઉર્દૂ જાણતા સઘળા વિસ્તારોમા ભારે રસથી વચાવા લાગ્યુ અને સકુચિત વિચાર ધરાવનારાઓએ ટીકાઓ પણ કરી મૌનાના ટીકાઓથી ડરે એમ ન હતા પ્રચ્છા એ જ સત્ય તેમના પ્રગતિશાળી વિચારોની ધાગ વહેતી અટકે તેમ ન હતુ આથી ઘણીએ જગ્યાઓએથી લખાણો લખવા એમને આમત્રણો મળવા લાગ્યા અને પ્રસિદ્ધ થવા લાગ્યા એમના વિચારોને બહોળો અવકાશ મળ્યો, ઉર્દૂ આલમમાં અનોખી ભાત પાડી અજોડ શૈલિ શરૂ કરી મૌને ગમી સૌએ નશસા કરી

પરતુ એમની એ શક્તિ કેવળ મતભેદો દૂર કરવા જન્મી ન હતી એ શક્તિ તો કૈંક સેવાઓ કરવા પ્રભુએ એમને આપી હતી ગષ્ટ્રમા ફેલાતા કોમી ઝેરનુ નિવારણ કરવા ભારતમાતાના ચરણે એ શક્તિ એમણે સમર્પણ કરી કોમીવાદને જડમૂળમાથી ઉખેડી નાખવા તેમણે સમગ્ર લડત ચલાવી અને અલ હિલાલ" નામનુ ઉર્દૂ છાપુ કાઢ્યુ ચોમેર ખળભળાટ મચાવ્યો પત્રનો બહોળો ફેલાવો થયો મુસ્લીમોને હિન્દુઓ સાથે સપીને રહેવા હાકલ કરી અને સાફ સાફ મુસ્લીમોને જણાવી દીધુ કે મુસ્લીમોનુ હિત હિન્દુઓ સાથે સપીને રહેવામા છે સરકારની ખૂશામત કે ખિદમત કરવામાં નથી મુસ્લીમ લીગ તથા અલીગઢ પક્ષે આનો સખ્ત વિરોધ કર્યો અનેક ધાકધમકીઓ આપી માતૃભૂમિના ચરણે સર્વસ્વનુ બલિદાન આપી ચુકેલ એ વીરનારી પવનવેગી વાણીને કોણ ખાળી શકે? સત્ય હકીકત રજુ કરતા તેમણે કદીએ ઢીલ કરી નથી ભયથી ડર્યા નથી

મૌલાનાની કામેલ કલમે મુસ્લીમ લીગમાં ગાબડુ પાડ્યુ ઘણા નેતાઓના મન રાષ્ટ્રવાદ તરફ વળ્યાં અને ૧૯૧૩માં મુસ્લીમ લીગને પોતાની નીતિમા ફેરફાર કરવાની ફરજ પડી મૌલાનાની

હિંદુ–મુસ્લીમ એકતાની નીતિ સરકારને સાલતી હતી ! ' અલ–હીલાલ ' પત્ર મધ્યેના તેમના લેખો તપાસવા એક સમિતિ નીમવામાં આવી. છતાં પણ તેમણે પોતાની નીતિ ન છોડતાં છેવટ સુધી પોતાનું કાર્ય બહાદુરીભરી રીતે ચાલુ રાખ્યું. એમની નિર્ભયતા પર સરકાર મુગ્ધ બની. ખૂદ પાર્લામેંટ સુધી એમની કૃતિઓ માટે પ્રશ્ન પુછાયા.

સરકારે આખરે એમના પત્રની જુની જામીનગીરી રદ કરી અને રૂા. ૧૦,૦૦૦ ની નવી જામીનગીરી માંગી. પત્ર બંધ થયું. તેમણે ' અલવલાગ ' નામનું બીજું પત્ર શરૂ કર્યું. સરકારની વિકરાળ આંખો વધુ વિકરાળ બની. મૌલાનાની પ્રવૃત્તિઓ પર ચાંપતી નજર રાખવામાં આવી તથા તેમના હરવા ફરવા પર પ્રતિબંધો મૂકાયા. ૧૯૧૬ માં બંગાળ સરકારે બંગાળ છોડી જવા તેમને હુકમ કર્યો.

બંગાળ છોડી મૌલાના કરાંચી ગયા. અહિંઆ તેમને નજરકેદ કરવામાં આવ્યા. ત્રાસવાદી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવવાનો દોષ તેમના પર ઢોળવામાં આવ્યો. બેધડક રીતે તેઓ ડર્યા વિના ત્યાં રહ્યા અને કોઇનીએ પરવા ન કરી, અનેક વિટંબણાઓ વહોરી લેવા એ સૈનિક ભારત માટે તૈયાર જ હતા.

૧૯૨૦ માં એમના પરથી પ્રતિબંધ દૂર કરવામાં આવ્યો, પરંતુ જેણે રાષ્ટ્રને માટે ફકીરી ધારણ કરી હોય તેને આરામ કેવો ? અસહકાર શરૂ થયો. મૌલાનાએ સક્રિય ભાગ લીધો એટલું જ નહિ પરંતુ ભારે જહેમત ઉઠાવી. પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેમની સામે પ્રચંડ વિરોધ હિંદીઓએ કરેલો અને તેમાંના એક મૌલાના. સરકારની કરડી નજરે એમને તરત જ ઝડપી લીધા અને ૧૦ મી ડીસેંબરના રોજ તેમને ગીરફતાર કરી એક વર્ષની સજા ફટકાવી.

૧૯૩૩ માં રાષ્ટ્રપતિપદ એમને એનાયત થયું અને તે દરમ્યાન

લોકજાગ્રતિ માટે તેમણે મોટો ફાળો આપ્યો. ૧૯૩૦–૩૨ની લડતમાં પણ તેઓ મોખરે હતા. સ્થળે સ્થળે ફરીને એમણે ભાષણો આપ્યાં. સરકાર એમને છૂટા રહેવા દે તેમ ન હતી. સરકારે કારોબારી સમિતિને ગેરકાયદેસર ઠરાવી તેના સભ્ય તરિકે એમને જેલમાં ધકેલી દીધા. પુનઃ ૧૯૩૨માં મહાસભાના કામચલાઉ પ્રમુખ બનતાં ફરી તેમને પકડવામાં આવ્યા, અને જેલની કાળી કોટડીઓ પાછળ એ પ્રાણવાન દેશપ્રેમી પુરુષને પૂરી દીધા.

આજે હિંદુ–મુસ્લીમ ઐક્યના માટે તેઓ ભારે પ્રયાસો આદરી રહ્યા છે. કોમી ઐક્યના તેઓ ભારે ઉપાસક છે. નિકટ પ્રસંગોએ પણ તેઓ ગાંધીજીની પડખે ઉભા રહ્યા છે.

રાષ્ટ્રવાદના શીખરની ટોચે ચઢીને તેઓ શંખનાદ ફુંકી રહ્યા છે· ' હિંદુ–મુસ્લીમ એક થાઓ. '

# નામદાર મુનશીજી

કોઇ ધનના જોરે મહાન બને છે તો કોઇ બળના જોરે, કોઇ વગવસીલાથી મહાન બને છે તો કોઇ બુદ્ધિબળે નામદાર મુનશીજીને એમના બુદ્ધિબળે મહાન બનાવ્યા છે એમની સાહિત્યસેવા, જનસેવા તથા રાષ્ટ્રસેવાએ એમના જીવનને વધુ ઉજ્જવળ કર્યું છે સામાન્ય રીતે હિંદ અને ખાસ કરીને મુંબઇના ઇતિહાસમા એ શબ્દો સુવર્ણાક્ષરે મઢાયને માટે લાયક રહેશે કે " મુંબઇ સરકારના મહાપ્રભાવાદી 'કાયદા અને વ્યવસ્થા 'ના પ્રધાન નામદાર મુનશીજીએ ૧૯૩૮ની સાલના કોમી રમખાણને કેવળ એક જ દિવસમા દાબી દીધુ હતુ જે માટે બ્રિટિશ સલ્તનત મહિનાઓ સુધી અગાઉ નિષ્ફળ નીવડી હતી "



નામદાર મુનશીજી

એ નામદાર કનૈયાલાલ માણેકલાલ મુનશીનો જન્મ ઇ સ ૧૮૮૭ની સાલમાં ડિસેમ્બર માસની તા૦ ૨૯મીના રોજ ભરૂચ મુકામે થયેલો. એમના પિતાશ્રી સ્વ માણેકલાલ મુનશી સચિનના દિવાન તથા ધંધુકાના

મામલતદાર હતા. તેઓ પ્રભાવશાળી તથા મુત્સદ્દી હતા. માતુશ્રી સ્વ. તાપીલક્ષ્મી કાબેલ છતાં કોમળ હૃદયનાં હતાં. મુનશીજીમાં પણ પિતાનો પ્રભાવ, મુત્સદ્દીગીરી તથા માતાની કોમળતા અને કવચીત ભૃગુરૂષિ દાદાનું અખંડીત ગૌરવ ઓતપ્રોત થયેલું અનુભવી શકાય છે.

બાલ્યાવસ્થાથી જ તેમની બુદ્ધિ તીવ્ર તથા ચપળ હતી. તેર વર્ષની નાની વયે તો તેઓ મેટ્રિકમાં આવી ગયા હતા. આથી તેઓ આપ્તજનોમાં ઘણા પ્રિય થઇ પડયા હતા. પરિચયમાં આવનારા સૌ કોઈ તેમના ઘડીભર વખાણ કરવા લલચાતા. શાળાના ભણતર દરમ્યાન વાર્તાવાંચનનો ભારે શોખ લાગ્યો; અને એ જ વાંચને એમના જીવનવિકાસમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. જે વર્ષે તેઓ મેટ્રિકમાં આવ્યા તે જ વર્ષે તેમનાં લગ્ન લેવાયાં. ટકોરખાનાં બેઠાં, વાજાં વાગ્યાં, નાચ મુજરાઓ થયા અને મુનશીજી આઠ વર્ષની વહુને પાલખીમાં બેસાડી ઘરે લઇ આવ્યા; પત્ની તો પાલખીમાં ઉંઘતી રહી.

૧૯૦૧માં પ્રથમ પ્રયાસે જ મેટ્રિકમાં ઉત્તિર્ણ નિવડયા અને વડોદરા કૉલેજમાં જોડાયા. તેમની બુદ્ધિને વિકસાવવાનો અહિં વધુ અવકાશ મળ્યો. કૉલેજના જીવન દરમ્યાન પણ તેઓએ વ્હાલા વાંચનને વિસારે મુકયું ન હતું તેમજ ચર્ચા સભાઓમાં પણ ઉત્સાહપૂર્વક ભાગ લેતા; છતાં પ્રત્યેક વર્ષે ઉંચા નંબરે સારા માર્કો મેળવી પસાર થયે જતા હતા. તેમની વકતૃત્વ શકિતની ખિલવણી અહિંથી જ થઇ એમ કહીએ તો ખોટું લેખાશે નહિ. ૧૯૦૫ માં બંગભંગની ચળવળ શરૂ થઇ, અરવિંદ ઘોષ વિદ્યાપીઠ છોડી ચળવળમાં સક્રિય ફાળો આપવા ચાલી ગયા. સમસ્ત હિંદમાં દાવાનળ પ્રગટયો; લોકલાગણીએ ઉગ્ર સ્વરૂપ પકડયું. મુનશીજીમાં

પણ અહિંથી જ રાજકીય ચળવળનાં બીજ રોપાયાં પરંતુ કાંઈ પણ કરી બતાવવાનો આ તેમને માટે સમય ન હતો. ઉર્મી ઉર્મિ ઉરમાં શમી.

કૉલેજીઅન જીવનની યશસ્વી તથા ઝડપી પ્રગતિએ તેમની અન્ય પ્રવૃત્તિઓ મંદ પાડી ન હતી અઢાર વર્ષની નાની વયે તેમણે ભરૂચમાં દાદાભાઇ નવરોજી ફ્રી રીડીંગ રૂમ તથા લાયબ્રેરીની સ્થાપના કરી જે આજે પણ સારી રીતે ચાલે છે. આ ઉપરાંત અન્ય સામાજીક પ્રવૃત્તિઓ પણ તેમણે ઉપાડી હતી. ત્યાર બાદ તેઓ બી. એ. તથા એલ એલ. બી. ની પરિક્ષાઓમાં સારા માર્ક ઇનામો જીતીને પાસ થઇ એડવોકેટનો અભ્યાસ શરૂ કર્યો

૧૯૧૩ માં એડવોકેટની પરિક્ષામાં પ્રથમ પ્રયાસે જ સફળતા મળી. હવે કરવું શું ? એ પ્રશ્ન ઉભો થયો. જેમના બાપદાદાઓએ વકીલાત ક્ષેત્રમાં ઉંડો પાયો નાંખ્યો હતો તેમના વારસો માટે સામાન્ય રીતે વકીલાતનું ક્ષેત્ર મુશ્કેલ ન હતુ પરંતુ નવા તથા નિરાધાર વકીલો માટે મુશ્કેલ હતુ. મુનશીજી માટે પણ તેમજ બન્યુ; પણ તેમની ચકોર અને ચળકતી કાળી આંખો પ્રખર રાજદ્વારી તથા બાહોશ એડવોકેટ શ્રીયુત ભૂલાભાઇ દેસાઇ પર પડી; એમનો સાથ મેળવ્યો. થોડોક વખત એમના હાથ તળે તાલીમ લઇ તેઓ છૂટા થયા. સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. ટુંક સમય માટે તેમને પણ કોર્ટ મંદિરમાં તથા પોતાની ચેંબરમાં ઠંડા પ્હોરના બગાસાં ખાવાં પડયાં.

ધીમે ધીમે તેમની કુશળ બુદ્ધિએ લાગવગભર્યું ક્ષેત્ર જમાવી દીધું. વકીલાત વધી; ઝડપી પ્રગતિ થવા લાગી. વકીલોની નજરમાં ખૂંચી ગયા. ન્યાયાધિશો સમક્ષ તેમની પ્રતિષ્ઠા જામી. આખરે લોકપ્રિય થઇ પડયા. ન્યાયાધિશ સમક્ષ તેઓ પોતાના કેસો

ચોટ તથા મુદ્દાસર રીતે ટુંકમાં રજુ કરતા. ગુંચવાડાભરી પરિસ્થીતિ ઉત્પન્ન કરે એવા પ્રશ્નો કે કપોલકલ્પીત ઘટના રજુ ન કરતા, એકંદરે તેમની વકીલાત કરવાની ઢબ અંગ્રેજ વકીલ જેવી હોવાથી તેમના પર સૌ ખુશ રહેતા. વકીલોના મ્હોંમાંથી એક જ વાકય નિકળતું કે આ બધાં છતાં પ્રભાવશાળી ધારાશાસ્ત્રી ટુંક સમયમાં પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રીઓની હરોળમાં આવી જશે. બન્યું પણ તેમજ. પાંચ સાત વર્ષમાં તો તેઓએ સારી ખ્યાતિ જમાવી દીધી. કીર્તિ વધી અને કીર્તિ સાથે પૈસો પણ વધવા લાગ્યો. મ્હોંમાગી ફીઓ મળવા લાગી, મુંબઈ એ તો વેપારીઓનુ મથક અને તેમના મોટા કેસો તેમને જ મળતા. ખ્યાતિ ગુજરાતમાં પ્રસરી. સારાએ મુંબઈ ઇલાકામાંથી કેસો લડવા તેમને આમંત્રણો મળવા લાગ્યાં, અને લક્ષ્મી પ્રસન્નોસ્તુ !

વકીલાતના ધંધામાં સફળતા મેળવી ન્યાયાધિશો, ધારાશાસ્ત્રીઓ અને અસીલોમાં મુનશીજી પ્રિય થઈ પડયા હતા. એટલું જ નહિ પરંતુ જનતામાં તેઓએ અધિક પ્રિય થઈ પડયા હતા. દિનપ્રતિદિન તેમની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર વિશાળ બન્યે જતું હતું. સાહિત્ય, કેળવણી, જાહેર ફંડોની વ્યવસ્થા, આર્થિક, સામાજીક તેમજ રાજકીય ક્ષેત્રોમાં, જ્યાં અને જે ક્ષેત્રોમાં દ્રષ્ટિ નાખો તે દિશામાં મુનશીજીનાં પગલાં પડેલાં હોય જ. આમ અનેકવિધ પ્રવૃત્તિઓના ભારથી તેમનું નાજુક શરીર બોજો ઉઠાવવા અશકત દેખાતું હોવા છતાં પણ સઘળા કાર્યોમાં તેઓ સફળતા પ્રાપ્ત કરતા. પોતાના હાથે ઉપાડેલી એકેય પ્રવૃત્તિ તેમણે અધુરી મૂકી નથી. મુનશીજી કીર્તિના શિખરે પુગ્યા હતા. પ્રથમ પત્ની અ. સૌ. અતિલક્ષ્મિ ઉદ્યાનમાં ફળફૂલોની વાડી ખિલાવી અવસાન પામ્યાં. અધુરી આશા !

નામદાર મુનશીજીએ સુધારક આંતરજ્ઞાતીય લગ્ન કર્યું. પ્રણયપંથની પ્રવિણતાએ કાબેલ પત્ની ગોતી લીધી, અને તે આજના શ્રીમતી લીલાવતી મુનશી આજે એ આદર્શ દંપતિ દેશની આઝાદીની લડતમાં અનેક આત્મભોગ આપી રહ્યું છે, જનસેવાના કાર્યોમાં અસહ્ય બોજો ઉઠાવી રહ્યું છે ગત આઝાદીના સંગ્રામ વેળાએ તેમને અનેક સજાઓ પણ ભોગવવી પડી છતા હજીએ તેઓ આઝાદીના જંગમા પડતુ મુકવા બાકી રાખતા નથી. એમની સેવાઓની કદર કરીને જનતાએ પોતાની યોગ્ય ફરજ અદા કરી છે મુનશી દંપતિ મુંબઇની ધારાસભામા આગેવાની ભર્યો ભાગ લ્યે છે મુનશીજી ' કાયદા અને વ્યવસ્થા 'ના પ્રધાન બન્યા છે.

સામાન્ય રીતે હિંદના અને ખાસ કરીને મુંબઇ ઇલાકાના ઇતિહાસમા એમનું નામ અમર બનશે એટલુ જ નહિ પરંતુ સોનેરી અક્ષરે કોતરાશે તાજેતરના છેલ્લા કોમી રમખાણ પ્રસંગે કેવળ એક જ દિવસમા તેમણે એ હુલ્લડ શમાવી દીધું હજારો નિર્દોષોના આશિર્વાદ લીધા જનતાએ પ્રશંસાના પુષ્પો વેર્યાં.

અત્યાર સુધીના કોમી રમખાણોના ઇતિહાસમાં બ્રિટિશ સત્તા એક જ દિવસમા હુલ્લડ શમાવી દેવામાં નિષ્ફળ નિવડી હતી જે કોંગ્રેસના સૈનિકે એક જ દિવસમાં શમાવી દીધુ ધન્યવાદ !

' અરેબીઅન નાઇટસ ' તથા ' હાતીમ તાઇ 'ના પુસ્તકવાંચને મુનશીજીને પરાક્રમની દુનિઆમાં દોર્યાં, ' અલ્લાઉદ્દિનના જાદુઇ ફાનસે ' તેમને ધનિક બનાવ્યા, ચંદ્રશેખર મહાદેવની ભક્તિએ તેમને શ્રદ્ધાળુ બનાવ્યા, માતુશ્રી સ્વ તાપીલક્ષ્મિના આશિર્વાદે અને પ્રેરણાએ તેમને મહાન બનાવ્યા

એ સાહિત્યસમ્રાટની અર્ધશતાબ્દિ ઉજવાઇ ચુકી છે

એકાવન વર્ષની વયે ધીકતા સ્વતંત્ર ધંધાને ઠોકર લગાવી તેઓએ કોંગ્રેસની સેવાને અધિક સ્થાન આપ્યુ છે એ એમની ગાંધીજી પ્રત્યેની શુભ નિષ્ઠાનુ જ પરિણામ છે

ભૃગુવંશજોમાં ભૃગુરૂષિ દાદાના ચોથા અવતાર સમા ના મુનશીજી દેવ અને જનસેવાના કાર્યો કરવા ઘણું જીવો.

# નામદાર રાજાજી

મહાત્મા ગાંધીજીના જાદુભર્યા શબ્દો પર અનેક રાષ્ટ્રવીરોએ પોતાના મહામૂલા જીવનો વેડફી નાંખ્યાં છે પરંતુ એમની જેમ સંન્યાસ ધારણ કરનાર થોડા જ છે જેમાંના એક તે આજના મદ્રાસ પ્રાંતના વડા પ્રધાન નામદાર રાજગોપાલાચારીઅર. એમના ગાઢ પરિચયમાં આવનાર વ્યકિતઓ પણ એમને પૂર્ણપણે ઓળખી શકવાનો દાવો કરી શકે તેમ નથી તેઓ કયી પળે અને કેવો ધડાકો કરશે તેની કલ્પના સરખીએ કોઈને આવતી નથી.



નામદાર રાજાજી

રાજાજીના કાળા ચશ્મા સૌ કોઈને અંધકારમાં રાખે છે એમની આંખો દેખી શકાય તો જ એમનું હૃદય પારખી શકાય.

દેશસેવા તથા ઉચ્ચ ચારિત્ર્યે એમને કોંગ્રેસમા મહત્વનું સ્થાન આપ્યું છે. કુરનાનીએ "મદ્રાસના ગાંધીજી"નું બિરૂદ આપ્યું છે.

મદ્રાસના સાલેમ જીલ્લામાં એમનો જન્મ થયેલો અને ત્યાંથી

તેમણે પ્રાથમિક કેળવણી લીધેલી બાળપણમા તેઓ મીંઢા તથા તેખીના સ્વભાવના હતા અન્ય બાળકો સાથે તેમને ન બનતુ તેમજ કોઇના પરિચયમા આવવાનુ પણ તેમને ન ગમતુ, પોતાના મસ્ત સ્વભાવમા જ પોતે આનદ માણતા ક્વચિત્ કોઇક બાળકો તેમની પાસે ખેલવા આવતી તો ત્યાંથી તેઓ એકદમ પલાયન થઇ જતા

એક વખતે તેઓ પોતાના પાડોશીના ઘરના ઓટલા પર બેઠા હતા તેવામા એક જોષી જોષ જોતો આવતો હતો એકાએક તેની દૃષ્ટિ રાજાજીની હથેળી પર પડતાં તે થભી ગયો રાજાજીના પિતા આ દૃશ્ય નિહાળી રહ્યા હતા તેમના મનમાં કે એ ઘરેણા ઉપાડનારો ઉઠાવગીર કે બાળકોના અપહરણ કરનાર કોઇ બદમાશ હશે તેઓ અધિરા બન્યા અને બૂમ મારી ' અલ્યા એ ! એ બાળકના હાથ તરફ શુ જોઇ રહ્યો છે ? સીધે રસ્તે ચાલ્યો જા નહિ તો...'

' બાપુ ! હુ લૂટારૂ, બદમાશ કે છોકરાના ઘરેણા ઉપાડનારો ઉઠાવગીર નથી હુ તો જોષી છુ આપના છોકરાની હસ્તરેખાઓ જોઇ વિસ્મય પામ્યો છુ. '

' જોઇ તે એના હાથની હસ્તરેખાઓ એના નસીબમા લખેલો છે તુ તારૂ જ નસીબ જોયા કર ' તેઓ વધુ ઉગ્ર બન્યા પોતાની ગરિબાઇમા માણસને ઉચો ખ્યાલ ભાગ્યે જ આવી શકે છે.

' બાપુ ! હુ તો મારૂ નસીબ જોઇને જ નીકળ્યો છુ નહિ તો આ ધધો જ કયાથી કરત ' જોષીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

' સમજ્યા ! સમજ્યા ! જા હવે નહિ તો ..'

' આપની મરજી ! મારૂ કહેવુ એટલુ સત્ય માનજો કે આ છોકરો ' રાજા ' અથવા ' સન્યાસી ' થશે ' જોષી ચાલ્યો ગયો.

જોષી સાચો કે જુઠો ? ના રાજાજી આજે મારાએ ભારતવર્ષના પ્રિય ' રાજાજી ' થઇ પડયા છે. છતા પહેરવેશમાં, રહેણી કરણીમાં તેમ જ કર્તવ્યમા ' સન્યાસી ' પણ છે ગરિબ પિતાને નજગોપાલાચારીઅર હિંદના ' રાજાજી ' અને ' સન્યાસી ' પણ બનશે એ કલ્પના કયાંથી આવી હોય !

વિદ્યાર્થી જીવન યશસ્વી રીતે પસાર કરી રાજાજી ધારાશાસ્ત્રી બન્યા એમની ખ્યાતિ સારાએ પ્રાંતમા જામી ગઈ વીસ વર્ષની 'પ્રેક્ટીસમાં' તેમણે સારી રકમ પેદા કરી. ૧૯૧૯મા તેઓ મદ્રાસ આવ્યા અહિ પણ તેમણે ભારે વકીલાત જમાવી એમની સ્નેહમા સૌ કોઈ અંજાતા એમની બુદ્ધિ પર સૌ કોઈ ફીદા હતા એમને માટે એ પ્રસંગ પણ આવી પુગ્યો કે જ્યારે ન્યાયાધિશ થવાની 'ઓફર' મળી પરંતુ તેમણે એ ઓદ્ધાનો અસ્વિકાર કર્યો ગુલામી જીવન જીવવા એમનુ જીવન સરજાયેલુ ન હતુ

આ જ સાલમા પેલા નામચીન 'રોલેટ એક્ટ'ને અમલમા મૂકવા બ્રિટિશ સામ્રાજ્યશાહીએ ભારતવર્ષમા જેહાદ જગાવી. જનતાએ સામનો કર્યો, પોકાર ઉઠાવ્યો ગુજરાતના શિખરેથી મહાત્માજીએ એ કાળા કાયદાને ફગાવી દેવા શંખનાદ ફૂંક્યો એનો ઘેરો અવાજ મદ્રાસમાં વકીલાત કરતા એક સંન્યાસીના કાને પડ્યો તેણે લાખોની કમાણી પર પૂળો મૂક્યો અને દેશસેવામાં પડતુ મૂક્યુ એ હતા ના રાજાજી

આજ અરસામા મહાત્માજીએ મદ્રાસની પ્રચારકાર્ય અંગે મુલાકાત લીધી. રાજાજી સ્ટેશન પર તેડવા આવ્યા અને પોતાના ઘરે જ મહાત્માજીને ઉતારો આપ્યો મહાત્માજી પર રાજાજીની ઉંડી છાપ પડી અને પોતાના સાથીદાર તરીકે સ્વિકારી લીધા, છતા તેમને શંકા તો હતી જ કે આ મદ્રાસનો બુદ્ધિશાળી માણસ સદાયે મતભેદ પડે તો પણ સાથે રહેશે કે કેમ ?

રાજકીય આંદોલનોએ આજ દિન સુધીમા અનેક પલટાઓ લીધા છે અનેક પ્રસંગોએ મહાસભાના મહારથીઓ વચ્ચે મતભેદો પડ્યા હતા, અને એકબીજાથી છૂટા પણ પડ્યા હતા પરંતુ રાજાજી કદિએ મહાત્માજીથી છૂટા પડ્યા નથી એથી ઉલટુ મહાત્માજીની યોજનાઓને મજબુત બનાવવા ભારે જહેમતો ઉઠાવી છે એમની નસેનસમાં ગાંધીવાદનો અસ્ખલિત પ્રવાહ વહ્યા કરે છે. મહાત્માજીને પણ એમને માટે ઉંડુ માન છે.

રાજાજીની મુત્સદ્દીગીરી આગળ ટક્કર ઝીલવાની કોઈની તાકાત નથી હિંદના મુત્સદ્દી મનાતા સ્વ. મોતિલાલ નહેરૂ, સ્વ. સી. આર.

દામ, રવ બાબાજી, શ્રીનિવાસ શાસ્ત્રી, એમ આર જયકર વિગેરેની તેમણે અનેક વેળાએ દલીલોની બાબતમા ઝાટકણીઓ કાઢી છે અને આજે પણ મહાસભા સામે થતા વિરોધી પ્રચારકાર્ય સામે ભારે જેહાદ ઉઠાવે છે ત્યારે કોઈની તેમની સામે આવી ઉભવાની તાકાત ન્હેતી નથી કોંગ્રેસની કારોબારીની બેઠક હોય અથવા તો મહાસભાની બેઠક હોય અને જો કોઇ પ્રશ્નનુ કોકડુ ગુચવાઇ ગયુ હોય અને તેનો ઉકેલ આણવાની કોઇની બુદ્ધિ આગળ ચાલતી ન હોય ત્યારે મદ્રાસના એ ગાંધીજીને મચ પર ઉભા કરવામ' આવતા સર્વના આશ્ચર્ય વચ્ચે અજાયબીભર્યો તોડ લાવી નાખે છે એમની આ શક્તિને લઇને તેઓને મહાસભાના એડવોકેટ જનરલ તરીકે લેખવામા આવે છે

બુદ્ધિની લડતમા રાજાજીને કોઇ જીતી શકે તેમ નથી હિંદના વાઇસરોય લૉર્ડ વિલિંગ્ડનને પણ તેમણે હફાવ્યા હતા તાજેતરમા એહુત દેવાનિવારણનો ખરડો ધારાસભા સમક્ષ તેઓ લાવનાર હતા તે વખતે તેનો ભારે વિરોધ થવાની વકી હતી પરતુ જ્યારે તેમણે એ ખરડો સભા સમક્ષ રજુ કર્યો ત્યારે કોઇનીએ તે સામે બોલવાની હિંમત રહી ન હતી આખરે એ ખરડો તેઓ પસાર કરાવી ગયા હતા

રાજાજીને કેટલાક માયાળુ તરિકે ઓળખે છે તો કેટલાક ઘાતકી તરિકે ! પરતુ જેટલી ગભીરતા તેમને ઘાતકી તરિકે ઓળખાવવામાં છે તેટલી જ ગભીરતા તેમને માયાળુ તરિકે ઓળખાવવામાં છુપાયલી છે જ્યાં સુધી રાજાજી પોતાના જીવનનો ઉલ્લેખ જાતે જ કરશે નહિ ત્યા સુધી એમને પૂર્ણ રીતે કોઇ ઓળખી શકવાનુ નથી એમનો ઇતિહાસ કગાન રહેશે એમના પરિચયમા રહેનાર એક અગ્રેજ વિદ્વાન જણાવે છે કે રાજાજીને હું કેવળ મહાન રાજનીતિજ્ઞ તથા બુદ્ધિશાળી પુરુષ તરીકે ઓળખુ છુ પરતુ એમના જીવનનો અભ્યાસ કરવામા નિષ્ફળ નિવડયો છુ

એમનો નિર્વાહ આજે એમના મિત્રો તથા સગાઓ પર ચાલે છે. એમનું બહોળું કુટુંબ છે. પોતાના સ્વ. ભાઈના છોકરાંઓ પણ એમને ત્યાં જ રહે છે. તેમ છતાં પણ વકીલાત છોડી ત્યારથી વકીલાતમાંથી એકે પાઈની પણ કમાણી કરી નથી. જાહેર ફંડો એમના હાથમાં હોવા છતાં તેમાંથી પોતાના ખર્ચ માટે એક પાઈ પણ લેતા નથી.

હિંદની આઝાદીની લડતમાં અખૂટ શક્તિઓ સિંચનાર, આત્મભોગ આપનાર, કારાવાસો સેવનાર અને વિરોધી આક્રમણોના ફુરચા ઉડાવનાર નામદાર રાજાજી હિંદની સફળ લડત લડવા અને તેને ઉચ્ચ કક્ષાએ લઈ જવા ઘણું જીવો.

# વીર નરીમાન

ભારતમાતાને પેટે જન્મેલો એવો ભાગ્યે જ કોઇક કપુત હશે કે જેને હિંદની ગુલામી સાલતી નહિ હોય, જેણે પોતાનો બનતો આત્મભોગ આપ્યો નહિ હોય. કોઇકે ધન તો કોઇકે જીવન ' ફના ' કર્યું હશે. પરંતુ વીર નરીમાને જીવન અને ધન બેઉ ફના કર્યાં છે. ગરિબાઇમાં ઉછરવા છતાં લક્ષ્મિની લાલસા સેવી નથી અને લક્ષ્મિ મળવા છતાં તેનું અભિમાન કર્યું નથી. નિડરતા એ જ એનો મુદ્રાલેખ.

એમનો જન્મ ૧૮૮૫ માં થાણા ખાતે થયેલો. બાળવયના મૂકીને એમનાં પિતા ફરામજી અવસાન પામતાં એમના કુટુંબ પર ભારે આફત આવી પડી પરંતુ નિરાધાર નરીમાનને આપબળે બુદ્ધિ ખીલવવાનો અવકાશ મળ્યો; નિડરતા તથા સાહસિક વૃત્તિએ જન્મ લીધો. પિતાના અવસાન પછી એમને પુના લઇ જવામાં આવ્યા જ્યાં સેંટ વીલસન જેસુઇટ સ્કુલમાં દાખલ થયા. મેટ્રિકની પરિક્ષા પસાર કરી તેઓ ડેકકન કોલેજમાં જોડાયા. તીવ્ર બુદ્ધિના



વીર નરીમાન

પ્રતાપે તેઓ પ્રત્યેક પરિક્ષાઓમાં ઉપલા નંબરે પસાર થતા અને સ્કૉલરશિપ તથા ઇનામો લઇ જતા આમ છતા પણ તેઓ રમતગમતો તથા અન્ય પ્રવૃત્તિઓમાં મારો ભાગ લેતા એક દરે એમનુ વિદ્યાર્થી જીવન અન્ય વિદ્યાર્થીઓ માટે પ્રેરણારૂપ જ લેખી શકાય.

કૉલેજના જીવન દરમ્યાન કૉલેજના સત્તાવાળાઓ સાથે એક વખતે ચકમક ઝરેતી. કૉલેજ જીમખાના અગે સત્તાવાળાઓ તથા વિદ્યાર્થીઓ વચ્ચે ગંભીર મતભેદ પડયો વીર નરીમાને વિદ્યાર્થીઓનો નિડરતાથી આગેવાનીભર્યો પક્ષ લીધો કૉલેજના સત્તાવાળાઓ તરફથી એમને બરતરફ તથા શિક્ષાઓ કરવાની ધમકીઓ અપાઈ પરંતુ એથી તેઓ ડરી જાય એમ ન હતુ આખરે સત્તાવાળાઓએ નમતુ આપ્યુ અને લડતનો અંત આવ્યો રાજકીય જીવન પણ અહિંથી જ ઓતપ્રોત થવા પામ્યુ લોકમાન્ય તિલક એ જ એમના ગુરૂ કૉલેજના ચાલુ વર્ગો છોડીને પણ જ્યા લોકમાન્યનુ ભાષણ હોય ત્યા ભાગી જતા અને ધ્યાનપૂર્વક સાભળી આચરણમાં મૂકવાનો નિશ્ચય કરતા ત્યાર બાદ તેઓ મુંબઈ આવ્યા અને એલ એલ બી. ની પરિક્ષા પસાર કરી

સાહસિક વૃત્તિવાળાઓ માટે મુંબઇનુ મથક ફળદુપ લેખાય છે એમણે પણ અહિંઆ જ વકીલાતનો અખાડો જમાવવાનો નિર્ણય કર્યા પરંતુ પાસે રાતી બદામ ન મળે ઉછીના પૈસે સનદ મેળવી પોલીસ કોર્ટમાં વકીલાત શરૂ કરી વકીલાતમા કેટલાક વકીલોની જેમ કેવળ પૈસો કમાવાની ભાવના કરતાં સેવા–આદર્શ વધુ હતો સ્વમાન ખાતર લડવાનો પ્રસંગ ઉભો થાય તો ફી લીધા વિના ઉભા રહેતા અસલથી જ ગોરાઓના દુમાખીભર્યા વર્તન સામે એમને તિરસ્કાર હતો એક વખત એક ન્યાયાધિશે એક 'જુનીઅર' વકીલનુ અપમાન કર્યું અને તેનો પક્ષ લઇ

પોલીસ કોર્ટ બાર એસોસીએશનમાં એની કોર્ટ બહિષ્કાર કરવાને લગતો ઠરાવ પસાર કરાવ્યો, ન્યાયાધિશે નમતુ આપ્યું.

યુવાનો પ્રત્યે એમને પ્રથમથી જ પ્રેમ તથા મમતા છે. યુવાન વર્ગ માટે જેટલો આત્મભોગ આપી શકાય એટલો આપવાની એમનામાં ભાવના છે. એક વખતે વીર નરીમાનનું નિવાસસ્થાન યુવાનોનો અખાડો બન્યુ હતું અનેક યુવાનોએ એમની પાસેથી પ્રેરણા તથા પોષણ મેળવ્યાં છે. નીખાલસ હૃદય હોવાથી વિશાળ મિત્રમંડળ જમાવી શકે છે, અને એ મિત્રમંડળ પાછળ સર્વસ્વ ફના કરવા માટે તૈયાર રહે છે. તેઓ સ્વભાવે પોચા તથા માયાળુ હૃદયના હોવાથી ઘણી વેળાએ કેટલાક ઉતરપીંડી રમી જતા. ઘડિભર હૃદયને આઘાત પુગતો પરંતુ બીજી જ ક્ષણે સઘળો ક્ષોભ ભૂલી જતા. ૧૯૨૪મા એમણે સ્થાપેલી યુથ લીગ યુવાનો પ્રત્યેના એમના ઉંડા પ્રેમની જ પ્રસાદી છે. આ ચળવળના જન્મદાતા તરિકે એમને લેખીએ તો ખોટુ નથી. પાછળથી આ ચળવળ સમસ્ત હિંદમા પ્રસરી હતી. જેના પરિણામે યુવાનોમા વિચારશક્તિ તથા સાહસિક વૃત્તિ જન્મવા પામી. કેટલાએ વર્ષો સુધી તેઓ એ યુથ-લીગના પ્રમુખ તરિકે રહ્યા હતા. ૧૯૨૮ માં કલકત્તા ખાતે ભરાયલી અખિલ હિંદ યુવક પરિષદના પ્રમુખ તરિકે પણ એમને આમંત્રવામાં આવ્યા હતા. યુવાનોના ઘાડા પરિચયના પરિણામે એમનું હૃદય આજે પણ યુવાનોની જેમ ધગશભર્યું રહ્યુ છે.

વકીલાત ધમધોકાર ચાલતી હતી અને જો એમણે એ પ્રેક્ટીસ ચાલુ રાખી હોત તો સારો પૈસો પેદા કરી શક્યા હોત. એટલું જ નહિ પરંતુ હિંદના ધારાશાસ્ત્રીઓની પ્રથમ હરોળમાં આવી પુગ્યા હોત. લક્ષ્મિના પૂજારી બનવા કરતાં એમણે સ્વેચ્છાએ સ્વદેશસેવા તથા જનસેવા સ્વિકારી વકીલાત બાજુએ મૂકી

અને જાહેર પ્રવૃત્તિઓમાં એમનું મન દોરવાયું. એલ્ફીન્સ્ટન કૉલેજની પાડોશમાં રહેતા મિજાજી ગોરાઓ તરફથી વિદ્યાર્થીઓને વારવાર થતી કનડગતની ફરીઆદ એમની પાસે ગઇ, આથી એમને ઘણો ગુસ્સો ચઢ્યો. વિદ્યાર્થીઓ માટે ભારે લડત ચલાવી આખરે એ મિજાજી ગોરાઓને માફી માંગવી પડી, વિદ્યાર્થીઓને થતી કનડગત સદાયને માટે ટળી ગઇ.

આજથી લગભગ અઢારેક વર્ષ પર મ્યુનિસિપલ કૉરપોરેશનની બેઠક માટે ગીરગામ જીલ્લામાંથી તેમણે ઉમેદવારી બહાર પાડી. મામલો કટોકટીનો હતો. ઉમેદવારોની સંખ્યા ઘણી હતી તેમ છતાં પણ તેઓ ચુંટણીમાં પ્રથમ નંબરે ચુટાઇ આવ્યા. આજ વરસે ટ્રામવે કંપનીના બમણા થયેલા દર સામે ભારે જેહાદ મચાવી અને ભાડુ બમણું થતું અટકાવ્યુ જે માટે જનતા એમની ઋણી રહેશે. આ એમની પ્રથમ અને મહાન જીત. ત્યાર બાદ મ્યુની૦ કૉરપોરેશનની આવતા જતા ગવર્નરોને માનપત્રો એનાયત કરવાની પ્રથા સામે એમણે જ પ્રથમ પોકાર ઉઠાવ્યો જે માટે અગાઉ કોઇની હિંમત ચાલી ન હતી. આવા નીડર સ્વભાવ તથા સેવાવૃત્તિ ભાવને લઇને કેટલાક માનવંતા પારસીઓએ એમને પારસી કોમની સેવા બજાવવા આમંત્રણ આપ્યું. પરંતુ તેનો એમણે અસ્વિકાર કરતાં જણાવ્યું કે " હિંદની સેવામા સર્વ કોમોની સેવા સમાયલી છે. હું નથી ધારતો કે મારી પારસી કોમ એમાંથી બાકાત રહેતી હોય." આ ઉપરાંત હારવે-નરીમાન કેસ, બાવલા ખૂન કેસ વિગેરે લડતોની સફળતાએ એમની કીર્તિ પર કળશ ચઢાવ્યો છે. આખરે તેઓ ધારાસભામા પણ આગેવાન બન્યા.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી થતા ગયા. શ્રીયુત જમનાદાસ મહેતા અને મહાસભા પક્ષ વચ્ચે

પડેલા મતભેદના કારણે તેઓ મુખ્ય પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ બન્યા. ૧૯૩૦ના સત્યાગ્રહની લડતમાં એમણે લડતનાં પૂર જમાવ્યાં. જનતાએ એમની કુશળતાના પૂર્ણપણે દર્શન કર્યાં. મહાત્માજીએ પણ તેમની કાર્યશક્તિની પ્રશંસા કરી. તેઓ લોકપ્રિય પ્રમુખ થયા. કારોબારી સમિતિમાં પણ એમને સ્થાન મળ્યું. મુંબઈ ખાતે ભરાયલા કોંગ્રેસ અધિવેશનની સ્વાગત સમિતિના પ્રમુખ બન્યા અને એ વખતે એમણે જે છટા દાખવી હતી તે આજે પણ જનતા યાદ કરે છે. એમની સેવાઓએ એમને આખરે મુંબઈના મેયર બનાવ્યા. એ પદ માટે ઉમેદવારી કરનાર હરિફોના હાથ હેઠા પડયા હતા. ટુંકામાં ટુંકા રાજકીય જીવન દરમ્યાન મોટામાં મોટું માન ખાટી જનારાઓમા તેઓ પ્રથમ છે. આમ હોવા છતાં પણ તેઓ સાદા, સરળ તથા નિરાભિમાની રહી શકયા છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે.

મેયરપદ પર આવ્યા પછી વીર નરીમાને જનસેવાની પ્રવૃત્તિઓ જોરશોરથી ઉપાડી લીધી. ગીચ લત્તાઓની સુધારણા, મજુર વિસ્તારોની મુલાકાત, નિરક્ષરતા નિવારણ, ઠેરઠેર રાત્રિશાળાઓની સ્થાપના વિગેરે સેવાઓના પરિણામે તેઓ મજુરોના હૃદય સુધી પહોંચી ગયા હતા અને તેમના સુખદુઃખના સાથીદાર બન્યા હતા. એમની એ સેવાઓની કદર જનતાએ પિછાની અને ભારેમાં ભારે માનપત્રો તથા મેળાવડાઓની નવાજેશ કરી.

ગઇ મુખ્ય પ્રાંતિક કોંગ્રેસ સમિતિના સભ્યોની ચુંટણી પ્રસગે તેઓએ ગીરગામ જીલ્લા તરફથી ઉમેદવારી નોંધાવી હતી. કટોકટીની પરિસ્થિતિ હોવા છતાં પણ તેઓ પ્રથમ ચુંટાઇ આવ્યા હતા. એમનો એ વિજય એમની લોકપ્રિયતાની પ્રતીતિ છે. રાષ્ટ્રની શુદ્ધ સેવા કરવા વીર નરીમાન ઘણું જીવો.

# માતુશ્રી સરોજીની નાયડુ

સ્ત્રી સમાજ જ્યારે અધોગતિના માર્ગે હતો, જ્યારે પુરૂષોની લોખંડી એડીઓ હેઠળ પૂર્ણ કચડાયલો હતો, જ્યારે ગુલામીની જન્જીરોમાં જકડાયનો હતો, જ્યારે સ્ત્રીસ્વમાન કે અપમાનનો પ્રશ્ન ન હતો, જ્યારે પુરૂષોની સામે આંખ ઉંચી કરવાનો અધિકાર ન હતો ત્યારે એક વીરાંગનાએ ભારતવર્ષના પુરૂષોને પડકાર કર્યો કે " હવે સ્ત્રીઓ સમાજના સિતમ સહેવા બંધાયલી નથી, સ્ત્રીઓ પુરૂષોના હૃદય-મંદિરનું મોહક રમકડું બની રહેવા સરજાયલી નથી, સંપૂર્ણ સ્વમાનભર્યું જીવન જીવવાનો એને અધિકાર છે, સમાનતા માટે હવે હમો લડત કરશું, હિંદનું સ્ત્રીજીવન હવે આઝાદ થયું છે. " એ વીરાંગના તે આજના દેશભક્ત માતુશ્રી શ્રીમતી સરોજીની નાયડુ. જેમણે સ્ત્રી-સમાનતા માટે જેહાદ જગાવી, વાચાહિન અબળાઓને સબળા બનાવી,



માતુશ્રી સરોજીની નાયડુ

આઝાદીના યુદ્ધમાં અજોડ આત્મભોગ આપ્યો, વિશ્વભરમાં હિંદની સ્ત્રીઓની કીર્તિ વધારી. ગમે એવા મતભેદો પડવા છતાં એ નવયુગના નારીત્વનાં પ્રતિનિધિ શ્રીમતી સરોજની દેવી પહેલેથી છેવટ સુધી મહાત્માજીના પરમ ઉપાસક રહ્યાં છે.

એ બુલબુલે હિંદનો જન્મ ૧૮૭૯ ની સાલના ફેબ્રુઆરી માસની તેરમી તારીખે દક્ષિણ હૈદ્રાબાદ ખાતે ઉચ્ચ સંસ્કારી બ્રાહ્મણ કુટુંબમાં થયેલો એમના પિતાશ્રી ડૉ૦ અઘોરીનાથ ચટ્ટોપાધ્યાય સુધરેલા તથા કેળવાયલા ખાનદાન કુટુંબના નબીરા. તેઓ સ્વભાવે સાહસિક વૃત્તિના હતા. એમની ન્યાતમાં વિલાયત જવાનું સાહસ એ જમાનામાં પ્રથમ તેમણે જ ખેડેલું. ત્યાં જઈ તેમણે 'ડૉક્ટર ઑફ સાયન્સ'ની માનવંતી પદવી સંપાદન કરી ૧૮૮૭ ની સાલમાં હિંદ પધાર્યા. એજ વર્ષમાં તેમણે નિઝામ કૉલેજની સ્થાપના કરી તેના વડા આચાર્ય પણ પોતે જ બન્યા. એમની શક્તિમાં સૌને વિશ્વાસ હતો. જનતાએ પૂર્ણ સાથ આપ્યો. એ જમાનામાં તેઓ વિજ્ઞાનના મહાન પૂજારી ગણાતા. આવા શક્તિશાળી હોવા છતાં એમના જીવનમાં વિશેષતા તો એ હતી કે તેઓ નમ્ર સ્વભાવના તથા ગરીબોના બેલી હતા.

ભારતનાં એ કવિકોકિલાના માતુશ્રી પણ બાહોશ તથા કાબેલ હતાં. સ્વભાવે પરદુઃખભંજન હતા પતિના સ્વભાવને મળતો એમનો સ્વભાવ હતો. આથી જનતામાં એમનું જોડું આદર્શ લેખાતું. પતિ વિજ્ઞાનના પૂજારી તો પત્ની સાહિત્યનાં પૂજારી હતાં એ જમાનામાં તેઓ કવિ તરીકે લેખાતાં. બંગાળી ભાષામાં એમણે લખેલાં કાવ્યો આજે પણ પ્રેમપૂર્વક વંચાય છે એ આદર્શ દંપતિએ જન્મ આપ્યો સૌંદર્ય, સાહિત્ય અને કળાના ઉપાસક શ્રીમતી સરોજની દેવીને. તેઓ સૌ છોકરાંઓમાં

વકિલ ફરજંદ. પિતાનો વિચાર એમને વિજ્ઞાન અને ગણિતમાં વિશારદ બનાવવાનો હતો. પરંતુ એમને તો એ વિષયો પર ભારે કંટાળો હતો. એમને કેવળ અંગ્રેજી ભાષા પ્રત્યે મમતા હતી. ઘરમાં વાતચીતો પણ અંગ્રેજીમાં થાય એટલે તેઓ એ ભાષાથી સારાં ટેવાયલાં હતાં. જ્યારે એમને અંગ્રેજી ભાષા પર પ્રેમ છુટતો ત્યારે એમના આગળ એમના પિતા વિજ્ઞાન અને ગણિતનું રહસ્ય સમજાવતા. બાળ સરોજની આથી ચિઢાતાં અને બહાર નાસી છૂટવાનો પ્રયાસ કરતાં, બાળકીની આવી મનોવૃત્તિ જોઇ પિતાને નિરાશા ઉપજી અને પુત્રી પર બાંધેલી આશાની ઇમારતો તૂટી પડતી તેમણે અનુભવી. એક દિવસે તેઓ ખૂબ ખૂબ ખિજાયા અને સરોજનીને માર પણ માર્યો. રીસાળ સરોજની છતાં પણ વિજ્ઞાનનો ઉપદેશ સાંભળવા ન બેઠાં. પિતાએ પોતાની ઇચ્છા પડતી મૂકી.

પ્રોફેસરે એક વેળાએ એમને બીજ ગણિતનો દાખલો ગણવાને આપ્યો. ઘણી મહેનત કરી, બે કલાક સુધી માથાફોડ કરી પરંતુ છેવટ સુધી દાખલો ન જ આવડયો. ત્યારે નિરાશા છૂટી, આળસ ચઢવા લાગ્યું, આંખો ઘેરાવા લાગી, બગાસાં આવવા લાગ્યાં અને નિદ્રાવશ થવાની તૈયારીમાં હતાં તેવામાં કાંઇક અનેરી પ્રેરણાઓ સાંપડતી અનુભવી. કાવ્યદેવીનાં દર્શન થયાં. બાગના અણદીઠાં પુષ્પો એમની સાથે વાતો કરવા લાગ્યાં, મધુર પંખીઓ વ્હાલ કરવા લાગ્યાં, કુદરતનું સૌંદર્ય જીવનમાં ઓતપ્રોત થવા લાગ્યું, લીલાછમ ગ્રામ્ય ખેતરો શૈયા બિછાવતાં જોયાં, હૃદયના ઊંડાણમાંથી ગૂંજન શરૂ થયું, ગૂંજનમાં કાવ્ય કડીઓની પુષ્પમાળ ગુંથાવા લાગી, પાસે પડેલા કાગળ પર તે ઉતારવા લાગ્યાં, એક પર એક વિચારો પ્રેરાતા ગયા, દિવસો પર દિવસો, વિતવા લાગ્યા અને તેરસો કડીઓનું મહાન કાવ્ય બન્યું. આ

અગાઉ એમણે એકે કાવ્ય 'લખ્યું' ન હતું. એમના જીવનનો કાવ્ય યુગ અહિંથી જ શરૂ થયેલો.

બીજી ગણિતનો દાખલો ન આવડયો હોવાથી કૉલેજમાં જતાં શરમ છૂટતી હતી. પરંતુ હિંમત ધરીને સાતમે દિવસે શાળામાં ગયાં. પોતાનું કાવ્ય પોતાની સાથે લઇ ગયાં. તેઓ જાણતાં હતાં કે પ્રોફેસર અવશ્ય દાખલો જોવા માંગશે કારણ પ્રોફેસર જરા 'ચીકણા' હતા. બન્યું પણ તેમજ પ્રોફેસરે દાખલો જોવા માંગ્યો. સરોજીની દેવીએ પોતે લખેલું કાવ્ય બતાવ્યું. પ્રોફેસર ગુસ્સે થયા. "હું તને દાખલો બતાવવા કહું છું ત્યારે તું મને કોઇના કાવ્યનો ઉતારો બતાવે છે ?" પ્રોફેસર બોલ્યા. સરોજીની ઘડીભર ચુપ રહ્યાં અને ધીમે રહીને જવાબ આપ્યો 'ગુરૂદેવ આ ઉતારો નથી પણ મારૂં બનાવેલું કાવ્ય છે' આ પ્રસંગે તેમની ઉંમર તેર વર્ષની હતી.

પોતાની જાતને સુશિક્ષિત તથા કેળવાયલી પ્રજા તરીકે ઓળખાવવા માટે અંગ્રેજ પ્રજાની 'ખાંગ' મશહૂર છે, છતાં પણ વહેમરૂપી સડો તેમનામાં પણ વસેલો છે. તેઓ ૧૩ આંકડાને કમનસીબીનું ચિન્હ તરીકે માને છે પરંતુ શ્રીમતી સરોજીની દેવીએ એ ચિન્હ નસીબવંતુ બનાવ્યું છે. તારીખ ૧૩ મીના રોજ એમનો જન્મ, ૧૩ મા વરસે કૉલેજના જીવનની શરૂઆત, ૧૩ મા વરસે કાવ્ય લખવાની શરૂઆત અને તે પણ ૧૩૦૦ કડીઓનું જ. આમ છતાં મહાન કવિ, મહાન વકતા; મહાન દેશભક્ત, મહાન કેળવણીકાર તથા મહાન સુધારક બની શકયાં છે; જીવનની સફળતા સાધી છે.

બારમા વરસે મેટ્રીકની પરિક્ષામાં બેઠાં. મદ્રાસ યુનિવરસિટિનું પરિણામ બહાર પડયું. તેમાં એમનું નામ આવ્યું. એમની સફ-

ળતા પર સૌ કોઇ ખૂશ થયાં. આટલી ન્હાની વયે મેટ્રિકની પરિક્ષા પસાર કરનાર તેઓ પ્રથમ જ વિદ્યાર્થી હતાં. લાગતાવળગતાઓએ અભિનંદન પાઠવ્યાં. નિરાશ પિતાની આશાઓ બંધાઇ. યુનીવર-સીટીની ડીગ્રીઓ ધારણ કરી સોળમા વર્ષે તેઓ વિલાયત વધુ અભ્યાસાર્થે ગયાં. પ્રથમ લંડનની કીંગ્સ કૉલેજમાં જોડાયાં. થોડો વખત અભ્યાસ કર્યો પરંતુ ત્યાં ન ફાવતાં ગર્ટન કૉલેજમાં જોડાયાં. એકાએક બિમાર પડ્યાં અને હિંદ આવવા નિકળ્યા. હિંદ આવતાં યુરોપના ઘણાખરા પ્રદેશોની મુલાકાત લીધી. એમના સ્મૃતિપટ પરથી હજીએ રોમન સૌંદર્યની છાયા ભૂસાતી નથી.

બ્રાહ્મણ સમાજમાં એકાએક હોહાકાર મચ્યો, કોઇકે કહ્યું હડહડતો કળીયુગ આવ્યો છે. કોઇકે કહ્યું પ્રલયકાળ નોતરાઇ રહ્યો છે. નહિ તો વળી એક સંસ્કારી કુટુંબમાં જન્મેલ કેળવાયલી બ્રાહ્મણ યુવતિ અબ્રાહ્મણ યુવક સાથે લગ્ન કરે ! સૌ વિસ્મય થયાં નવવિચારોથી પ્રેરાયલી ઓગણીસ વર્ષની નવજવાન આઝાદ યુવતિ શ્રીમતી સરોજીની ચટ્ટોપાધ્યાયે ગોવિંદ રાજુલુ નાયડુ નામના એક અબ્રાહ્મણ યુવક સાથે આંતરજાતિય અને આંતરપ્રાંતિય લગ્ન કર્યાં. ન્યાતમાં આ સામે ઘણો વિરોધ ઉઠ્યો. એની પરવા એમને ન હતી. આ એમનો પ્રથમ સામાજીક સુધારો. તેઓ બોલવા કરતાં કરી બતાવવામાં વધુ માને છે. એક વસ્તુ વર્તનમાં મૂકી બીજાને ઉપદેશ આપે છે. આજે એમને બે પુત્રો તથા બે પુત્રીઓ છે. રંગભૂમિમાં આંતરજાતિય ખ્યાતિ ધરાવનાર શ્રી० હરિન્દ્રનાથ ચટ્ટો-પાધ્યાય એમના ભાઇ થાય છે. શ્રીમતી સરોજીની દેવી આર્ય સન્નારીનું જ્વલંત દ્રષ્ટાંત છે.

લગ્ન બાદ દક્ષિણ હૈદ્રાબાદને પોતાની પ્રવૃત્તિઓનું વડું મથક બનાવ્યું. સમાજમાં પેઠેલા સડાને નાબુદ કરવા જેહાદ

જગાવી. પુરૂષોની સ્વાર્થ વૃત્તિઓ પર પ્રહારો કરવા માંડ્યા. સ્ત્રીઓને આઝાદ બનવા હાકલ કરી. જાહેર સભાઓ ગજવવા લાગ્યા. નવાં નવાં મંડળો ઉભાં કરવા લાગ્યા. સભાસદોની મોટી સંખ્યા થવા માંડી. આ પ્રસંગે કેટલાક સ્વાર્થસાધુ પુરૂષો તરફથી વિરોધ ફાટ્યો અને સરોજીની દેવીની પ્રવૃત્તિઓને તોડી પાડવા પ્રયાસો કર્યા. સરોજીની ન ડર્યાં એમણે તો પોતાનું ઉપાડેલું કામ પુરં જ કરવું હતું. વળી એક પતિદેવે તો સત્તાવાળાઓ પર એક પત્ર પણ લખેલો અને સરોજીની દેવીની પ્રવૃત્તિઓ પર અંકુશ મુકવા અરજ ગુજારેલી. તેની ફરીઆદ એવી હતી કે તેની પત્ની સરોજીનીનું ભાષણ સાંભળવા જાય છે તેથી તેમના મંડળની સભાસદ બની છે તે ઘરમાં હરહમેશ કજીઓ કરે છે અને કહે છે હમને ' સમાનતા ' આપો. તેને રસોઇ પકાવવા કહું છું ત્યારે કહે છે ' એક દિવસ તમો રાંધો અને એક દિવસ હું રાંધું.' સ્હમજાતું નથી કે સરોજીની દેવી શું કરવાં બેઠાં છે. જો આ પ્રમાણે થશે તો સમાજનું બંધારણ થોડાજ વખતમાં નાશ પામશે.

પોતાની પ્રવૃત્તિ સામે વિરોધ ઉઠતો જોઇ તેઓ વધુ પ્રોત્સાહન પામ્યાં પરંતુ ડર્યાં નહિ. પોતાના ભાષણોની અસરનું માપ તેઓ કાઢી શક્યાં. એમની ભાષણ કરવાની છટા, એમની મધુર વાણી, તથા એમની શૈલિ સૌને મુગ્ધ કરતાં. કેટલાક તો કેવળ એમનું નામ સાંભળીને જ એમનું ભાષણ સાંભળવા જતા પછી વિષય ગમે તે હોય. એમનું ભાષણ એટલે મધુર રણકાર કરતી કોકિલા કાવ્યકંઠી.

જેવા વક્તા તરીકે તેઓ નિપૂણ છે તેથી અધિક નિપૂણ તેઓ કાવ્યો લખવામાં છે. એમનાં કાવ્યો માટે મહાન અંગ્રેજ ટીકાકાર મી૦ એડમંડ ગોસ જણાવે છે કે " શ્રીમતી સરોજીની નાયડુના

કાવ્યોમાં પ્રાણ તથા શૈલિ છે; મીઠાં તથા ભાવભર્યાં છે. 'ધી બર્ડ ઓફ ટાઇમ' નામક કાવ્ય એમના કાવ્યોમાં ઉત્તમ છે. એ કાવ્યથી એમની કીર્તિ વિશ્વભરમાં ચિરસ્થાઇ બની છે.' આ પછી તો એમણે અનેક કાવ્યો કુદરત, સ્વદેશાભિમાન તથા પક્ષિઓ પર લખેલાં છે.

સમાજ અને સાહિત્ય પ્રવૃત્તિએ એમને જાહેર તખ્તા પર આણ્યાં. એમની કીર્તિ ચોમેર પ્રસરી વળી. સ્થળે સ્થળેથી એમને આમંત્રણો મળવા લાગ્યાં. એથી એમને સંતોષ ન થયો. હિંદના મહાન્ ધૂરંધરોની સ્વદેશી હીલચાલ પર એમની દૃષ્ટિ પડી. સમાનતાના અધિકાર માટે લઢી મરતી સ્ત્રીઓએ એ ક્ષેત્ર પણ ઝડપી લેવુ જોઇએ અને પુરૂષોની લડતને વેગ આપી વિજયી બનાવવી જોઇએ. આ માન્યતાએ એમને રાષ્ટ્રીય હિલચાલ તરફ દોર્યાં. અનેક મુશ્કેલીઓ પડવા છતાં પ્રત્યેક પ્રસંગોએ તેઓ દેશની પડખે વફાદારીથી ઉભાં રહ્યાં છે. નીડરતાભરી સરદારી પણ વહોરી છે. દુનિઆને બતાવી આપ્યું છે કે હિંદની મહિલાઓ કેવળ રસોડાં ચલાવનારીઓ કે બાળકો ઉછેરનારી મહિલાઓ નથી પરંતુ અન્ય દેશની મહિલાઓથી અધિક શુરાતનભર્યો ભાગ લઇ રાષ્ટ્રની આઝાદી માટે પ્રાણ પાથરવાની તાકાત ધરાવે છે. હિંદની મહિલાઓ શક્તિમાન છે.

૧૯૨૬ માં પેલી નામચીન ગટરમુકાદમ મીસ મેયો હિંદ આવી. હિંદની પૂર્ણ માહિતી મેળવ્યા સિવાય તદ્દન જુઠાણાથી ભરેલું 'માતૃ ભારતિ' નામનું એક પુસ્તક લખ્યું. હિંદના સ્વમાન પર ભારે ઘા કર્યો. સમાજ તથા રાજકારણ પર ખોટા આક્ષેપો કર્યા. હિંદની રૂઢિઓ પર અણછાજતી ટીકાઓ કરી દુનિઆ સમક્ષ હિંદને બેઆબરૂ કરવાનો હલકટ પ્રયાસ કર્યો. એનો

જવાબ વાળવો રહ્યો. મહાત્મા ગાંધીજીની દષ્ટિ આ કાર્ય માટે શ્રીમતી સરોજીની દેવી તથા ડૉ૦ રવિન્દ્રનાથ ટાગોર પર પડી. અને તેમને યુરોપ મોકલવાનો નિર્ણય કર્યો. આ બેઉ નેતાઓએ એ બીડુ ઝડપી લીધું. તેઓ યુરોપ, અમેરિકા, ફ્રાન્સ, જર્મનિ વિગેરે દેશોમાં ફર્યાં અને મીસ મેયોના ઝેરી પ્રચારકાર્યની સખ્ત ઝાટકણી કાઢી. યુરોપીઅન પ્રજાએ પણ જાણ્યું કે હિંદની સ્ત્રીઓ પણ શક્તિશાળી છે. એમના ભાષણોને ઠેરઠેર સારો આવકાર મળ્યો. સારી દુનિઆએ મીસ મેયોના ધર્યાળુ કાર્ય પર કટાક્ષભરી ટીકાઓ કરી. મીસ મેયો પુરેપુરી બદનામ થઇ. પુનઃ પોતાનું કલંકિત ડાચું ઉચું કરવાની એનામાં શક્તિ રહી નથી.

આ જ અરસામાં યુરોપના પ્રવાસે ઘુમતાં શ્રીમતી સરોજીની દેવીએ જર્મનિ ખાતે ભરાયલી ૪૧ મી મહિલા પરિષદમાં હાજરી આપી આ પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ત્રણ મહિલાઓએ હાજરી આપી હતી. સઘળા પ્રતિનિધિઓને તેમના દેશનું રાષ્ટ્ર ચિન્હ પુછવામાં આવ્યું. સૌએ પોતપોતાના દેશના રાષ્ટ્રચિન્હો રજુ કર્યાં: હિંદની પ્રતિનિધિ મહિલાઓએ યુનીઅન જેક રજુ કર્યો ! રે ! ગુલામી ! રે ! મનોદશા ! ધિક્કાર. પરંતુ એ ધિક્કારનો ધિક્તો અગ્નિ શમાવવાની એક આઝાદ મહિલામાં શક્તિ ન હતી. એની આંખમાં પરાધીનતાના આંસુ આવ્યાં. એની છાતી ધબકી ઉઠી. અને...સિંહણની જેમ એકદમ આગળ વધી...બુલંદ અવાજે પડકાર કર્યો..." એ યુનીઅન જેક આઝાદ હિંદનો રાષ્ટ્રધ્વજ નથી. " સૌ કોઇ સ્તબ્ધ થયાં અને એમની સામે જોવાં લાગ્યાં.

' તમે કોણ છો ? ' પરિષદના પ્રમુખે પ્રશ્ન કર્યો.

' એને બોલવાનો અધિકાર નથી ' અન્ય કોઇક પ્રતિનિધિએ વાંધો ઉઠાવ્યો.

" ત્યારે એ અધિકાર કોને છે ? " સરોજીનીદેવીએ સામો પડકાર કર્યો

" જે પ્રતિનિધિ હોય તેમને " જવાબ મળ્યો.

' સબુર ! એમને જે કહેવું હોય તે કહી શકે છે ' પ્રમુખે દરમ્યાનગીરી કરી

" હિંદની સાચી મહિલા પ્રતિનિધિ હું છું "

" કાંઈક સાબીતી ' વળી પાછો કોઈ પ્રતિનિધિએ પ્રશ્ન ઉઠાવ્યો

" એક નહિ પરંતુ અનેક સ્રીમંડળોની પ્રમુખ અને સભ્ય છું અને તે પણ જુદા જુદા પ્રાંતોની ' એટલું બોલીને પોતાની પાસેના પુરાવાઓ રજુ કર્યા

' તમે તમારો રાષ્ટ્રધ્વજ રજુ કરી શકો છો ' પ્રમુખે ચુકાદો આપ્યો

' આજે નહિ કાલે રજુ કરીશ આજે ઘરે ભૂલી ગઇ છું "

બીજા દિવસે સરોજીની દેવીએ પોતાની સાડીઓ ફાડી નાખીને તેનો ત્રિરંગી ધ્વજ બનાવ્યો અન્ય રાષ્ટ્રચિન્હો સાથે પોતાનો ત્રિરંગી ઝંડો ફરકાવ્યો હિંદના સ્વમાનમાં વધારો કર્યો પેલા ત્રણ કહેવાતા હિંદના પ્રતિનિધિ તો ચુપ જ થઇ ગયા ૧૯૧૪ થી આ સ્રી મહારથી હિંદના વિરોધી આંદોલનોના ખુડચા ઉડાવી રહી છે પ્રત્યેક પ્રસંગોએ સક્રિય ફાળો આપ્યો છે દેશ એનું ગામ, અને સમાજ એનું ઘર જનસેવા કર્તવ્ય અને દેશસેવા ધર્મ બની રહ્યો છે.

૧૯૩૦ ની યાદગાર લડતમાં ધરાસણાના મીઠાના અગર પર ' ધાડ ' પાડવાનો મહાત્મા ગાંધીજીએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો અને જગમશહૂર દાંડીની કૂચકદમ માંડી સરકારે તેમની ધરપકડ

કરી. ત્યાર બાદ સ્વ. અબ્બાસ તૈયબજીએ સરદારી લીધી. સરકારે એમને પણ ઝડપી લીધા એમનું સ્થાન શ્રીમતી સરોજીનીએ લીધું. પોતાની ટુકડી સાથે તેઓ મીઠાના અગર પર ધસારો લઈ ગયાં. પોલીસોએ લોખંડી કોરડન કરી. સૈનિકો અને સરોજીની પાછાં હઠે તેમ ન હતાં. આખરે સરકારે જલીઆનવાળા બાગની જેમ અસંખ્ય સૈનિકો પર લાઠીમારો ચલાવ્યા. ઘોડાઓ દોડાવ્યા અનેક અહિંસક ગોદ્ધાઓ ઘાયલ થયા. કેટલાકનાં જીવન ફના થઈ ગયાં. છતાં તેઓ ના ડર્યા. આખરે સરોજીની દેવીની ધરપકડ કરવામાં આવી. સવારથી રાત સુધી પાણી કે ખાવાનું એ આપવામાં ન આવ્યું. ઠેઠ રાતના એક વાગે પાણી તથા ખાવાનું મળ્યું. તે વખતે અમલદારે એમને સમજાવવાનો પ્રયાસ કર્યો કે " તમો ચાલ્યા જાવ તો તમને છોડી મુકવામાં આવશે. " સરોજીનીએ સામો જવાબ વાળ્યો કે " પકડાવા માટે તો અહિં આવી છું. ચાલી શા માટે જાઉં. પ્રલયકાળ સામો આવે તોએ એક તસુ પણ ડગીશ નહિ. " આખરે એ અમલદાર ચાલ્યો ગયો પાછળથી સરોજીની દેવીને નવ માસની સજા ફરમાવી. સંધિ પછી ફરી સત્યાગ્રહ થયો ત્યારે પણ એમને સજા મળી હતી.

હિંદના અહિંસક યુદ્ધને લગતી કેટલીક ગેરસમજુતીઓ યુરોપ તથા અમેરિકામાં ફેલાઈ હતી. તે દૂર કરવા સરોજીની યુરોપ અને અમેરિકા ખંડમાં ફરી વળ્યાં. હિંદનો અહિંસા તથા સત્યનો પયગામ આપ્યો. સૌની ગેરસમજુતી દૂર કરી તેઓ પાછાં પધાર્યાં. રાષ્ટ્ર પ્રત્યેની એમની એકનિષ્ઠા તથા અડગતા પ્રત્યેક રાષ્ટ્રપ્રેમી માટે ધડારૂપ થઈ પડે તેમ છે.

વૃદ્ધાવસ્થાના ચિન્હો હવે તેમના પર ફરકવા માંડયાં છે, તેમ છતાં પણ સમાજ તથા દેશની અવિરત સેવા બજાવતાં તેઓ

થાકતાં નથી. દેશને માટે ફકીરી ધારણ કરનાર રાષ્ટ્રવીરોનો આરામ એમના અંતમાં કે આઝાદીમાં રહે છે.

યુવકો પ્રત્યે એમનો અગાધ પ્રેમ છે. અને એક વેળાએ ભાષણ કરતાં તેમણે જણાવ્યું હતું કે " મારા જીવનનો સર્વોચ્ચ મહિમા હું એમાં માનું છું. કે મારી સમાધિના શિલાલેખમાં આ શબ્દો કોતરાઈ રહે કે " ભારતની ઊગતી પ્રજા; યુવાનો તથા યુવતિઓ જોડે એને પ્રેમ હતો. "

માતુશ્રી સરોજીની દેવીની અખૂટ સેવાઓનો બદલો સારે જ વાળી શકાય કે જ્યારે ભારતવર્ષની બેટીઓ એ માતાની આશાઓ પૂર્ણ કરવા એના પંથે વળે.

# શ્રીમાન્ ભુલાભાઇ દેસાઇ

રાષ્ટ્રના મહાન ધુરધરોને એક યા બીજા પ્રકારે લલચાવી લેવાની બ્રિટિશ શહેનશાહતની ચાલબાજી જગજાહેર છે અને એ ચાલબાજીમા ફસાવવાનો તથા હોદ્દાઓના મોહમાં નાખવાનો અખતરો હિંદના અજોડ ધારાશાસ્ત્રી તથા મુત્સદ્દી આગેવાન શ્રીમાન્ ભુલાભાઇ દેસાઇ પર પણ અજમાવવામા આવ્યો હતો. કેટલાએ દેશદ્રોહીઓ એ ચાલબાજીમાં ફસાયા છે પરંતુ રાષ્ટ્રહીતના ભોગે એ લાલચોમાં ન ફસાતા એમણે એ માનવંતા હોદ્દાઓને ઠોકરે માર્યા હતા એટલુ જ નહિ પરંતુ કટોકટીના પ્રસંગોએ રાષ્ટ્રની પડખે આવી ઉભા છે, અનેક કસોટીઓમા ફસાઇને તેઓ રાષ્ટ્રભક્ત બન્યા છે. ધારાસભાની બેઠકોમા કે જાહેર સભાઓમા સરકારની ચાલ-



શ્રી૰ ભુલાભાઇ દેસાઇ

બાજુઓને પ્રચંડ પ્રહારો લગાવ્યા છે અને મહાસભાનો વિજય વાવટો ફરકાવ્યો છે.

એમનો જન્મ ૧૮૭૭ ની સાલમાં ઑક્ટોબર માસની ૧૩ મી તારીખે વલસાડ ખાતે થયેલો. તેઓ જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ છે. એમનું મૂળ વતન ચીખલી પરંતુ એમના પિતા શ્રી૦ સ્વ. જીવણજી દેશાઈ વકીલાતના ધંધા અર્થે વલસાડ જઈ વસેલા. એમનાં પ્રાથમિક શિક્ષણની શરૂઆત વલસાડમાં થયેલી. ભણતાં તો તેઓ કાબેલ જ હતા એટલે પ્રત્યેક વર્ષે સારા માર્ક્સે પસાર થતા એમના ભવ્ય કપાળ પરથી સૌ કોઈનો મત બંધાઈ ગયો હતો કે તેઓ મહાન થવાને જ જન્મેલા હતા અને બન્યું પણ તેમજ. એમના માયાળુ સ્વભાવને અંગે એમને કેટલાક ' ઠોઠ ' વિદ્યાર્થીઓ પર દયા આવતી. એમનો એક સાથીદાર પણ એવો જ હતો. એ તેરની વહી એક થાય તેને બદલે હંમેશાં ત્રણ જ ગણતો.

અંગ્રેજી ચોથા ધોરણની પરિક્ષા ચાલતી હતી. એ ' ઠોઠ ' સાથીદારનો નંબર પણ એમના સાથે જ આવેલો. શ્રીમાન ભૂલાભાઈ જવાબ પત્રો લખીને પોતાની ' બેંચ ' પર મૂકે તે પેલા ભાઈ સાહેબ ધીમે ધીમે તફડાવવાની જ વાત કરતા. ભૂલાભાઈ તો પોતે લખવાની ધૂનમાં પડેલા. એમની વૃત્તિ એ સાથીદારને શીખવવાની હતી પરંતુ ચોરી કરાવવાની નહિ, સવાલપત્રના બધાએ જવાબો આપીને તેઓ જવાબપત્રો સોંપવા કરવા જાય છે તો પેલા ભાઈ એમના જવાબપત્રોમાંથી ચોરી કરતા જણાયા. ભુલાભાઈને ચોરી તથા અસત્ય પર ચીઢ હતી. હવે જો પરિક્ષકને મોઢે વાત કરવા જાય છે તો પેલા રાવસાહેબની ફજેતી થાય અને આખું વર્ષ બગડે. એઓ " ધર્મસંકટમાં " મુકાયા. પરિક્ષક ન સાંભળે એવી રીતે તેમણે

પોતાના સાથીદારને કહ્યું કે " ભાઇ ! આ તું શું કરે છે ? જો તું પકડાશે તો તું અને હું બેઉ જણા ગુન્હેગાર ઠરીશું." પેલા રાવસાહેબ તો સ્હેમજે જ શાના ? એણે તો ઉપરથી ઉપદેશ આપવા માડયો કે " A friend in need is a friend indeed " આ ખાનગી વાતચીતો તરફ પરિક્ષકનું ધ્યાન ખેચાયુ અને તેઓ એમની પાસે આવ્યા. ભુલાભાઇ પર તો પરિક્ષકનો ભરોસો હતો જ એટલે એમની જડતી ન લેતા પેલા રાવસાહેબની જડતી લેવા માડી. ભુલાભાઇના જવાબપત્રો એ ભાઇ પાસેથી પકડાતા તમને બહાર કાઢવામાં આવ્યા.

પિતાનો વિચાર ભુલાભાઇને વધુ ભણાવવાનો હતો એટલે સારો અભ્યાસ કરાવવા તેમને ૧૮૯૧ ની સાલમાં મુબઇ મોકલ્યા ૫ દરમા વરસે ભુલાભાઇ મેટ્રિક થયા અને પછી ગવર્નમેંટ સ્કૉલર તરીકે એલ્ફીન્સ્ટન કૉલેજમા જોડાયા અહિ તેઓ બી એ ની પરિક્ષામાં પહેલા વર્ગમા પસાર થયા જેથી તેઓ પ્રથમ દક્ષિણા ફેલો તથા પાછળથી કૉલેજમાં લેકચરર તરીકે નીમાયા ભુલાભાઇની ઇચ્છા તો ઇન્ડીઅન સિવિલ સર્વિસમા જોડાવાની હતી સરકાર તરફથી શિષ્યવૃત્તિ પણ મળી હતી પરંતુ અનિવાર્ય સજોગોને લઇને એમને એ વિચારે પડતા મુકવા પડયા આખરે એમ એ થયા

એમ એ થનારાઓ સામાન્ય રીતે શિક્ષકના ધંધામા જ જોડાય છે તે પ્રમાણે ભુલાભાઈ પણ ગુજરાત કૉલેજના અધ્યાપક તરીકે નિમાયા. તેમની શિખવવાની ઢબથી વિદ્યાર્થીઓ તેમના પર ખૂશ હતા. બીજા પ્રોફેસરોના ' પીરીઅડ્ઝ 'માં કોલેજીઅનો તોફાન કરી શકતા. પરંતુ એમના ' પીરીઅડ 'માં નહિ તેઓ જેટલા માયાળુ તેટલા જ શીસ્તની બાબતમા કડક પણ હતા એ વર્ષ સુધી આ નોકરી કરી પરંતુ એમનું જીવન ' પંતુજી ' થવાને સરજાયેલું

ન હતું. આ ક્ષેત્ર એમની વિશાળ બુદ્ધિ તથા કુનેહ માટે ટુંકું હતું. એમના હાથે તો મોટાં કામો થવાને સરજાયલાં હતાં. પ્રોફેસરની જગ્યા સદાને માટે છોડી દીધી. વિદ્યાર્થીઓનાં દીલ દુઃખાયાં.

મુંબઈ આવી તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. ગુજરાત કૉલેજના અધ્યાપક શ્રીમાન ભુલાભાઇ દેસાઇ હાઇ કોર્ટના એડવોકેટ બન્યા. એમની બાહોશ તથા કુશળ બુદ્ધિથી વકીલાતનું વિશાળ ક્ષેત્ર જામ્યું દિનપ્રતિદિન ' પ્રેક્ટીસ ' વધવા લાગી; કીર્તિ પથરાવા માંડી; અને ચારેય ખુણાઓમાંથી કેસો આવવા માંડયા. લક્ષ્મીની રેલમછેલ થવા લાગી છતા ધનિકપણાનું તેમણે કદીએ અભિમાન કર્યું નથી. ગરિબો તથા દુઃખીઓની દાદ સાંભળી છે કેવળ સંપત્તિ મેળવી એશઆરામ કરવા એમનું જીવન નિર્માણ થયું ન હતું. એમની આંખમાં હિંદની ગુલામીની ઝાળ હતી.

દેશભરમાં હોમરૂલ લીગની ચળવળ શરૂ થઇ તેમાં તેઓ જોડાઈ ગયા. અને ત્યારથી તેઓ દેશ પ્રત્યેની પોતાની ફરજ અદા કરતા આવ્યા છે. સરકારની નજર ભુલાભાઇ પર પડેલી. સરકાર સમજતી હતી કે આ બુદ્ધિશાળી વ્યકિત જો ગાંધીવાદમાં ભળશે તો ભવિષ્યમાં ભારે પડશે આથી કરીને એમને લલચાવવા સરકારે હિંદી સરકારની કારોબારી સમિતિના સભ્યપદ માટે તથા વરિષ્ઠ અદાલતના ન્યાયાસન માટે ' ઓફર ' કરી પરંતુ એ ' ઓફર 'નો એમણે અસ્વીકાર કર્યો સરકાર સમજી ચુકી કે તેઓ એના હાથમાં ફસાઇ પડે તેમ નથી. આખરે પોતાના પ્રયાસો પડતા મૂકયા.

૧૯૨૬ માં થોડાક સમય માટે એડવોકેટ જનરલ તરીકે નિમાયા પરંતુ પાછળથી એનો પણ અસ્વીકાર કર્યો આજ વર્ષમાં તેઓ સ્વ પંડીત મોતીલાલ નહેરૂના સમાગમમાં આવ્યા. એમની સાથેના પરિચયથી તેઓની રાષ્ટ્ર પ્રત્યેની ભાવના વધુ દૃઢ બનની

ગઇ. ગત બારડોલીના સત્યાગ્રહ પ્રસંગે પણ તેમણે પુરતો ભાગ લીધો અને ખેડુતો પ્રત્યેની પોતાની ફરજ બજાવવામાં ચુકયા ન હતા. સરકારે છેલ્લી વખત પુનઃ પોતાની બાજી અજમાવી અને તેમને ભારતના ધારા મંત્રીની જગ્યા માટે ઓફર કરી પરંતુ તેનો પણ તેમણે અસ્વીકાર કર્યો. એટલું જ નહિ પરંતુ દાંડીની કૂચ મંડાતાં મહાત્માજીના અનુયાયી બની બેઠા. ૧૯૩૦ ની એ લડતમાં તેમણે સક્રિય ભાગ લીધો. સરકાર વિફરી અને તેમને જેલમાં પુરી દીધા. ૧૯૩૨ ની સાલમાં તેમને રૂા. ૧૦,૦૦૦ નો દંડ તથા એક વર્ષની સજા ફટકાવી.

શ્રીમાન ભુલાભાઇ દેશાઇ મહાન ધારાશાસ્ત્રી તથા પ્રખર રાજદ્વારી છે એટલું જ નહિ પરંતુ તેઓ સાહિત્યકાર પણ છે. જ્યારે તેઓ અમદાવાદની કૉલેજમાં હતા ત્યારે તેઓ સ્વ. આનંદશંકર ધ્રુવના પરિચયમાં આવેલા અને ત્યારથી એમણે લખાણો લખવાનો ભારે શોખ ઉપજ્યો હતો. ૧૯૩૧ માં નડિઆદ ખાતે મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે પણ ચુંટાયા હતા. તેઓ સમાજ સુધારક પણ છે તેમણે પોતાના પુત્ર શ્રીયુત ધીરૂભાઇનું લગ્ન આંતરજાતિય કર્યું છે.




તાજેતરમાં તેઓ યુરોપના પ્રવાસે ગયા હતા આ દરમ્યાન તેમણે હિંદની પરિસ્થીતિનો સચોટ ખ્યાલ ત્યાંની પ્રજાને આપ્યો હતો તેમજ હિંદની માંગણીઓ પણ રજુ કરી હતી. યુરોપના મામલાનો અભ્યાસ કરી તેઓ પાછા ફર્યા છે. " પૂર્ણ આઝાદીના ધ્યેયને પુગી વળવા સંગઠન સાધો. " એ તેમની છેલ્લી અરજ છે

# બાબુ રાજેન્દ્રપ્રસાદ

હિંદની આઝાદીની લડતનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં એક પ્રકરણ તો શ્રી રાજેન્દ્રપ્રસાદ વિષે જરૂર લખવાનું. 'રાજેન બાબુના'ના લાડકા નામથી ઓળખાતા શ્રી રાજેન્દ્રપ્રસાદનું જીવન સેવાના રંગોથી રંગાયેલું છે. આઝાદીની લડતમાં મોખરે રહીને તેમને અનેક સ્વાર્થોને જતા કર્યા છે. વળી લથડી ગયેલા શરીરે પણ હાકલ પડતા પથારીમાંથી ઉઠીને સંગ્રામનાં મેદાન પર દોડી જવાના અનેક દાખલા છે. શ્રી રાજેન્દ્રપ્રસાદ સાદાઇના પૂજારી છે આડંબર તથા અભિમાનના શત્રુ છે. ખભે નાનો બીસ્તરો અને બગલમા કપડાની એક થેલી લઇને હરવા ફરવાનો તથા પુસ્તક વાચનનો તેમને અદ્ભુત શોખ છે.


બાબુ રાજેન્દ્રપ્રસાદ

રાષ્ટ્રિય મહાસભાની સ્થાપનાના આગલા વર્ષે ૧૮૮૪ ની સાલમાં ડિસેંબર માસની ત્રીજી તારીખે, ચાપરા ખાતે, કાયસ્થ કોમમા એમનો જન્મ થયો તેઓ એમના પિતાને પેટે છેલ્લા અને પાંચમા પુત્ર. પિતાશ્રી મુનશી મહાદેવ સહાય મોટા જમીનદાર હતા; કમા-

વાની પરવા ન હતા. પ્રભુભક્તિ તથા પરોપકારમાં જ પોતાનું જીવન વ્યતિત કરતા. આવ્યા ગયા અતિથિઓનું સુંદર સ્વાગત થતું. એમના ઉદાર સ્વભાવને લઇને કેટલીક વેળાએ ખોટો લાભ પણ લેવાતો. એ વસ્તુ તેઓ સારી રીતે સમજતા છતાં બોલતા નહિ પિતાના ગુણનો વારસો પુત્રને મળ્યો છે. બાપુજીનું જીવનસૂત્ર परोपकाराय मिदम शारिरम બની રહ્યું છે.

બાપુજીની બાળવયનો એક પ્રસંગ રમુજી છે. તેમને 'ચૉકલેટનો' ઘણો શોખ હતો. પોતાનું ગજવું ભરાય નહિ ત્યાં સુધી તેઓ શાળામાં જતા નહિ. પોતે ખાય તેના કરતાં બાળમિત્રોને ખવડાવવામાં તેઓને વધુ આનંદ પડતો. કેટલીક વેળા છોકરાઓને ચિડવતા અને તેઓ રડી દેતા કે તરત જ તેમને રીઝવવા 'ચૉકલેટ' આપતા. પરંતુ આથી કરીને કેટલાક ગીંધ તથા લુચ્ચા છોકરાઓને ખોટી ટેવ પડી. સાધારણ કજીઓ થાય તો પણ રડી દેતા અને કજીઓ કરવાનું બહાનુ ન મળે તો એમની સાથે અથડાઇ પડતા, નીચે પડી જવાનો ડોળ કરતા અને રડી દેતા. બાપુજી તેમને 'ચૉકલેટ' આપતા કે તરત જ તેઓ મૂઠીમાં લઇને હસતા હસતા દોડી જતા. આવા લુચ્ચા છોકરાની એમને જાણ હતી. એક વખતે તેઓ બે ચાર ચૉકલેટમાં કાણાં પાડી તેમાં મરચાંની ભૂકી ભરી ગયા. હંમેશ મુજબ પેલા છોકરાઓ તેમની પાસે આવી અથડાઇ પડ્યા અને જાણે ખૂબ વાગ્યું હોય એવો ડોળ કરી રડવા લાગ્યા. બાપુજીએ મરચાંની ભૂકીવાળી ચૉકલેટ તેમને આપી અને જોવા તે છોકરાઓ ખાવા ગયા કે તરત જ મરચાંની તીખ લાગતાં ચીસ પાડી ઉઠ્યા. પુનઃ એમની પાસે "ચૉકલેટ" પડાવવાની પેલા લુચ્ચા છોકરાઓ ટેવ જ ભૂલી ગયા.

બાબુજીને ૧૮૯૩ ની સાલમાં નિશાળે મુકવામાં આવ્યા. ભણવામાં બુદ્ધિ તેજ હતી. પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં ઉપલા નંબરે ઇનામો મેળવી પસાર થવા લાગ્યા. મેટ્રિકની પરિક્ષામાં પસાર થયા. સારાએ પ્રાંતમાં એમની ભારે પ્રશંસા થઇ અને વર્તમાનપત્રોમાં પણ ગુણગાન ગવાયાં. ત્યાર બાદ તેઓ કલકત્તાની પ્રેસીડન્સી કૉલેજમાં જોડાયા. ઇન્ટર મીજીએટ તથા બી. એ. ની પરિક્ષામાં પણ પ્રથમ આવ્યા. સૌ કોઇ એમના તેજસ્વી અભ્યાસથી ચકિત થયા. પોતાની કુશળતા પર તેમને શ્રદ્ધા બેઠી. એમ. એ. અને વકીલાતનો અભ્યાસ સાથે કરી એક જ વર્ષમાં પાસ થવાની મહત્વાકાંક્ષા જાગી.

પરંતુ એ મહત્વાકાંક્ષા પાર કયાંથી પડે ? તેઓ કેવળ ચોપડાઓના કીડા ન હતા. કેવળ વિદ્યાર્થી જીવનના ભ્રમર ન હતા. એમના હૈયે દેશદાઝ પણ વસેલી હતી. ૧૯૦૬ માં બંગભંગની ચળવળ ફાટી. તેમણે તેમાં સક્રિય ભાગ લીધો; શાંત બેસી ન રહેવાયું. યુવાનોને દેશને પડખે ઉભા રહેવા પ્રથમ હાકલ કરી. એમના જ પ્રયાસે આજ વર્ષમાં સૈયદ શરફુદ્દીનના પ્રમુખપણા હેઠળ પ્રથમ બિહારી વિદ્યાર્થી પરિષદ પટના કૉલેજમાં ભરાઇ અને સફળતાપૂર્વક પાર પડી. ત્યાર બાદ સમસ્ત હિંદમાં વિદ્યાર્થી ચળવળનું મોજું ફરી વળ્યું.

આમ એક બાજુ રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ એમનું ધ્યાન ખેંચી રહી હતી. બીજી બાજુએ વિદ્યાર્થી ચળવળની શરૂઆત કરી હતી. આ દરમ્યાન પિતાનું અવસાન થયું. એમ. એ. ની પરિક્ષામાં કેવળ પસાર થયા. સૌ કોઇને તેમને માટે પ્રથમ નંબરે આવવાની આશા રાખેલી પરંતુ નિષ્ફળ નીવડી. ત્યાર બાદ તેઓ મુઝફ્ફરાબાદની ગ્રીઅર કૉલેજના પ્રોફેસર નીમાયા. એક વર્ષ

અહિંઆ નોકરી કરી પરંતુ આ ક્ષેત્રમાં એમને ભારે મોહ ન ઉપજ્યો. વકીલાતની પરિક્ષા આપવા પુનઃ કલકત્તા યુનીવર્સીટીમાં જોડાયા ૧૯૧૦ માં પ્રો બાબુજી ધારાશાસ્ત્રી બન્યા. પિતાના અવસાન બાદ એમના વડીલ બંધુ બાબુ મહેન્દ્રપ્રસાદે એમને ઉચ્ચ કેળવણી આપવા ભારે જહેમત ઉઠાવી. સ્વદેશ તથા જનસેવામાં એમનોએ ફાળો ઓછો નથી. પોતાના માર્ગે વળતાં પોતાના નાના ભાઇને તેઓ અટકાવી ન શકયા, એમને વિલાયત ભણવા મોકલવાનો વિચાર માંડી વાળ્યો બાબુની ઇચ્છા પર એમનું ભાવિ છોડયું.

બાબુજીની ખ્યાતિ એક આદર્શ યુવક તથા વિદ્યાર્થી તરીકે સર્વત્ર ફેલાઇ રહી હતી સ્વ ગોખલેએ એમની ભારે પ્રશંસાઓ સાંભળી પોતાના પક્ષમાં લેવા એમણે આમંત્રણ આપ્યું અને સરવંટસ ઓફ ઇન્ડીઆ સોસાયટીમાં જોડાઈ જવા સલાહ આપી ત્યાર બાદ તેઓએ જનસેવાની પ્રવૃત્તિમા ઝંપલાવ્યુ અને સાથે સાથે કલકત્તાની હાઇ કોર્ટમા ૧૯૧૧ થી વકીલાત પણ કરવા લાગ્યા જુનીઅર વકીલોને પાછા હઠાવી તેઓ પ્રથમ પંકિતમાં મુકાઈ ગયા ટુંક સમયમા તેમણે મોટી ખ્યાતિ મેળવી. ૯૧૬ મા તેમણે એમ એલ ની પરીક્ષા આપી જેમા પ્રથમ નબરે ઉત્તિર્ણ થયા.

હવે તેઓએ પોતાનું વકીલાતનું મથક બદલ્યુ અને પટનાની હાઇ કોર્ટમા વકીલાત કરવી શરૂ કરી. સાચા હીરાને અંધારામા નાખશો તો પણ તે પ્રકાશ ફેંકવાનો જ. અહિ પણ તેમને ભારે આવકાર મળ્યો તેમની આમદાની દિન પ્રતિદિન વધતી ગઇ પટનામા ભારે પ્રતિષ્ઠા જામી, ૧૯૧૭ માં પટના યુનીવર્સીટીની સેનેટમા નીમાયા "અને સીન્ડીકેટમા ચુંટાયા વધુ વર્ષો આ સ્થાને તેઓ રહી શકયા નહિ અસહકારની રણવગનો ઘોર નાદ થતા તેઓ છુટા થયા, નહિ તો વાઇસ ચાન્સેલરનો

ઓહ્દો તેમને એનાયત થયો હોત સ્વદેશી ચળવળ અંગે બિહાર વિદ્યાપીઠના તેઓ વડા આચાર્ય બન્યા.

હાથીને વાળવા પણ માવતની જરૂર હોય છે. બાબુજી અને મહાત્માજીનુ મિલન થયુ ચંપારણ્યના રમખાણ પ્રસંગે મહાત્માજીએ ચંપારણ્યની મુલાકાત લીધી અને તપાસ ચલાવી જે પ્રસંગે બાબુજીનો સમાગમ મહાત્માજીને થયો. રૉલેટ એક્ટથી સારાય હિંદમા હૈડ્ડી હોળીમા એમણે પડતું મૂકયુ. વકીલાતને લાત મારી, પંદર હજારની માસિક આમદાની પર પૂળો મૂકયો અને ફકીરી ધારણ કરી. પ્રચારકાર્ય અંગે દેશભરમા ઘુમવા માડયુ. મહાત્માજીના અજબ જાદુએ એમને આ પ્રસંગે પૂર્ણ આંજ્યા.

ધારાસભાઓ કબજે કરવાથી સ્વરાજ મળે એવી માન્યતા તેઓ ધરાવતા નથી તેઓ માને છે કે સ્વરાજ મેળવવાનું કાતીલ હથિઆર કેવળ સત્યાગ્રહ જ છે. તેમ છતા પણ મહાસભાના હુકમને માન આપી સૈનિક તરીકે, શીસ્તપાલન ખાતર, ચુંટણીઓના પ્રસંગે પોતાની મરજી વિરૂદ્ધ પણ મહાસભાવાદી ઉમેદવારોને સફળતા અપાવવા પર્યટન કરે છે અને ફત્તેહમંદ બનાવે છે. એવા સૈનિક મહાસભા ક્ષેત્રમા થોડા જ છે. અને તેથી કરીને મહાત્માજીએ એક વેળા ભાષણ કરતા જણાવેલુ કે મને રાજેન બાબુ જેવા કેવળ પંદર જ માણસો સ્વરાજ મેળવવા પુરતા છે.

ગત સત્યાગ્રહની લડત પ્રસંગે તેમણે ગામેગામ ફરી પ્રચારકાર્ય કર્યું, ખાદીપ્રચાર માટે ભાષણો આપ્યા અને બ્રિટિશ સલ્તનતને દેશવટો આપવા ભારે જેહાદ જગાવી. સરકાર એમને છુટા રહેવા દે તેમ ન હતું અને વળી તેમા તેઓ તો કારોબારીના સભ્ય એટલે મોટા 'બળવાખોર'. સરકારે એ લડત પ્રસંગે તેમને

બે વાર ૭, ૭, માસની સજા ફટકાવી અને ત્રીજી વખતે પંદર માસની સખ્ત સજા ફટકાવી. હસતે મ્હેરે બાબુજી જેલની કાળી કોટડીઓ પાછળ પુરાઇ બેઠા.

પરંતુ કેવળ જેલનાં દુઃખો ખમવામાં એમની કસોટી સમાયલી ન હતી. જેલમાંથી છૂટવાના કેવળ બે જ દિવસ અગાઉ એટલે કે ૧૫ મી જાન્યુઆરીના રોજ બિહારમાં ભારે ધરતીકંપ થયો. અસંખ્ય જાનમાલોની ખૂવારી થઈ. જેલમાંથી છૂટી આરામ લેવાનો સમય ન હતો. વ્હાલાં સગાંઓને મળવાની ફુરસદ ન હતી, બાબુજીએ કમર કસી કંગાળ બાંધવોનાં દુઃખો દૂર કરવાને હાથમાં પાવડા અને કોદાળીઓ ઉચકી. બિહાર સંકટ નિવારણ સમિતિ સ્થાપી. એમની એક જ અરજે એમના ફંડમાં લાખો રૂપીઆ ભરાઇ ગયા. આ સમયે એમની ભારે કસોટી થઇ અને તેમાં પાર ઉતર્યાં.

સમસ્ત ભારતવર્ષમાં એમની સેવાઓની મુક્તકંઠે પ્રશંસા થઇ, એમના પર પુષ્પવૃષ્ટિ થઈ. રાષ્ટ્રે એમની કદર કરી એમને ' રાષ્ટ્રપતિ ' બનાવ્યા. ઠેરઠેર એમનાં સ્વાગતો થયાં. અત્યાર સુધીના રાષ્ટ્રપદ પર બિરાજેલા મહાન ધૂરંધરો કરતાં એમને વધુ માન મળ્યું: સન્માન થયું.

શક્તિશાળી બાબુજીને એમની શુભ નિષ્ઠા તથા સેવાભાવે એમને મહાન બનાવ્યા છે. પોતાની ફરજો અદા કરવાની એમનામાં ઉંચી ભાવનાઓ છે. એ જ ભાવનાઓથી પ્રેરાઇને પોતાના જીવનને દોરે છે. સૈનિક તરીકે સેવા બજાવવામાં તેઓ જેટલા કુશળ છે તેથી વધુ સેનાપતિ તરીકે કામ લેવામાં સખ્ત છે. તેઓ સત્યના પૂજારી તથા રાષ્ટ્રભક્ત છે.

સાદો ખોરાક, સાદાં વસ્ત્રો, સાદું જીવન એ એમના આભૂષણ, નમ્રતા એ એમનો મુકુટ. સ્વદેશાભિમાન એ એમનું ગૌરવ અને જનસેવા એ એમની દૌલત.

તાજેતરની માંદગીમાંથી પ્રભૂએ એમને ઉગારી લીધા છે. બાબુજી ! ઘણું ઘણું જીવો ! હિંદને આઝાદીના માર્ગે વાળવાને.

*Vallabhjee Ramji*

# કવિવર રવિન્દ્રનાથ ટાગોર

કવીવર રવીન્દ્રનાથ ટાગોરની તેજસ્વી આંખો, ઘાટીલી મુખાકૃતિ, રૂપેરી ચળકતી દાઢી ખભા પર ઝળતા વાળ, ઉંચો બાંધો ભવ્ય વ્યક્તિત્વ ગૌરવર્ણું શરીર અને શીતળ કીર્તિ હીદીઓને તેમના પ્રાચીન રૂષીમુનીઓની યાદ આપે છે. વાણીમાંથી છુટતી મધુરતા અને આકર્ષક બોલવાની ઢબ ભલાભલા કઠોર હૈયાના માનવીઓને પીગળાવી નાખે છે. તેઓ પ્રેમી અને સેવાભાવી છે તેમના હૃદયમાંથી ઉઠતા ઉદ્‌ગારો મહામંત્રો બની રહે છે. તેમનો લાંબો રેશમી ઝભ્ભો તેમની ભવ્યતામાં વધારો કરે છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોર ભારતવર્ષમાં એક અને અજોડ વ્યકતી છે.



કવિવર ટાગોર

૧૮૫૭ ના બળવાના ભણકારા હજી શુંસાયા ન હતા તેવામાં ૧૮૬૧ ની સાલમાં મે માસની તા. ૬ ઠ્ઠીના રોજ રવિન્દ્રનો જન્મ થયો. સંસ્કારી, સુઘડ અને સુધરેલા છતાં ઇશ્વરપરાયણ અને પરોપકારી કુટુંબમાં જન્મ ધારણ કરી રવિન્દ્ર કુળદીપક બન્યા; કેળવણી, સંસ્કાર અને સુધારાના સૂત્રધાર બન્યા; અંધકારમય બંગાળમાં અજવાળાં પાડયાં. એવા મહાન આત્માઓ જવલ્લેજ જન્મે છે અને જીવે છે. રવિન્દ્રનાથ તેમાંના એક. તેઓ જન્મ્યા અને જીવ્યા. વધુ ટાંકવા જેવી વાત તો એ છે કે આજ દીવસે આજ માસ અને એક જ વર્ષમાં પંડીત મોતીલાલ નહેરૂનો જન્મ થયો હતો. જેઓ હિંદની મુક્તિની લડતમાં મોખરે રહી કીર્તિ સંપાદન કરી ગયા છે. અને આત્મભોગ તેમજ સ્વદેશાભિમાનના ઇતિહાસમાં અમર નામના મૂકી ગયા છે.

રવિન્દ્રને શાળાઓમાં ભણવા જવાનો પ્રથમથી જ કંટાળો હતો. શાળાઓ તેમને બંદીખાના જેવી લાગતી. એટલે જ્યારે નિશાળે ગયા હોય ત્યારે એક બાજુએ શિક્ષક ભણાવતા હોય ત્યારે રવિન્દ્રનો કલ્પનાઘોડો બીજી દિશાએ ઉડી રહ્યો હોય. ઘણી વેળાએ શિક્ષકો અને સગાંઓ તેમને માટે નિશાળમાંથી ભાગી ગયાની ફરીયાદો કરતાં ત્યારે તેઓ રોકડ જવાબ પરખાવી દેતા કે ' તમો ન્હાના હતા ત્યારે તમે શું કરતા હતા. ' બાળ રવિન્દ્રનો જવાબ સાંભળી સઘળાં હસી પડતાં અને કડક શિક્ષાઓમાંથી રવિન્દ્ર બચી જતા. શાળાના અભ્યાસક્રમ ઉપરાંત ઘરે પણ ખાસ વિષયો જેવાં કે ચિત્રકળા, સંગીત અને કસરત માટે ખાસ શિક્ષકો રોકવામાં આવ્યા હતા. આમ બાળક રવિન્દ્રને ન્હાનપણથી ઘણી તાલીમો આપવામાં આવી હતી જ્યારે તેઓ આવા બોજારૂપી ભણતરથી કંટાળી જતા ત્યારે માંદા હોવાનો ઢોંગ કરી સીધા પથારીમાં પોઢી જતા અને

માણસને તાવ કેવી રીતે ચડે તેવા ઘણાએ અખતરાઓ અજમાવી લેતા.

બંદીખાના જેવી શાળા પ્રત્યે અભાવ હોવા છતાં તેમના વિચારો વિશાળ અને અર્થસૂચક હતા. કદિ પણ તેઓ એક વસ્તુને સંકુચિત દૃષ્ટિએ ન જોતા પરંતુ વિશાળ દૃષ્ટિએ તે પર વર્ણન કરવામાં તેમને મઝા આવતી. સાદાઈ અને સ્વચ્છતા બાળપણથી જ તેમનામાં વસી હતી. ભપકો મારવો તેમને ગમતો નહિ. નાનપણમાં તેમના શરીરની આકૃતિ સુકોમળ છોકરી જેવી હતી. તેમનો અવાજ પણ એવો જ કોમળ હતો. રવિન્દ્રના ખીલતા વિચારોએ તેમને કાવ્યરચના તરફ ખેંચ્યા અને તેમના ભાઈજ જ્યોતિર્યંદ્રનો તેમને સહકાર મળ્યો; ઉત્સાહ મળ્યો. કુદરતી છટા અને ઉલ્લાસ તેમના કાવ્યોમાં પ્રથમથી જ નિતરતી આવી છે. બંગાળમાં એમના કાવ્યોને આવકાર મળ્યો. કવી રવિન્દ્રનાથને કાવ્યરચનામાં પ્રોત્સાહન મળ્યું.

બંગાળી અભ્યાસક્રમ જેમ તેમ પૂરો કર્યો અને કવિ રવિન્દ્રનાથ ટાગોર તેમના પિતા સાથે હિમાલયમાં પર્યટન કરવા ઉપડી ગયા. પ્રવાસ દરમ્યાન તેમને કુદરત અને હિંદના અણમોલ સ્થાનોનો અભ્યાસ કરવાનો મોકો મળ્યો. આથી તેમનામાં વધુ રસ આવ્યો. પ્રવાસ દરમ્યાન રવિન્દ્રનાથની કુશળતા અનુભવવાનો સાચો અવકાશ તેમના પિતા દેવેન્દ્રનાથને મળ્યો. પ્રવાસ દરમ્યાન તેઓ રવિન્દ્રને અંગ્રેજી તથા સંસ્કૃત શિખવતા. રવિન્દ્રની વ્યવસ્થા શક્તિનો તથા હિસાબી કુનેહનો ઉચ્ચ ખ્યાલ પિતાશ્રીને બંધાયો. આ દરમ્યાન પોતાને ઘરે કાગળ લખતાં દેવેન્દ્રનાથે જણાવ્યું હતું કે " રવિન્દ્ર બધા ભાઈઓમાં હોશિઆર થશે. તેના ભાગ્યમાં હશે તો મોટો માણસ બનશે. મારા ધારવામાં હતું તેના કરતાં એ વધુ શક્તિમાન

છે ” કવિ રવિન્દ્રનાથ અને તેમના પિતા હિમાલયથી પાછા ફર્યા ઘરમા રવિન્દ્રનાથનુ માન વધ્યુ અને કેટલાક કુટુમ્બીઓ તેમને ચીડવતા ‘ મહાત્મા, મહાપુરૂષ ’ વિગેરે શબ્દોથી સબોધતા કવી રવિન્દ્રનાથ તેવા બનવાનો પ્રયાસ કરતા. છતા આ વખતે તેમનુ જીવન તેમના ક્ષેત્રમાં કેટલેક અંશે અતડુ બન્યુ હતું કારણ તેઓ અત્યારે મહાપુરૂષના માર્ગમાં વિચરતા હતા જ્યારે તેમને ઘરના માણસો વધુ ને વધુ ચીડવતા તથા અકળાવતા ત્યારે તેઓ પોતાની માતા શારદાસુદરી પાસે ચાલ્યા જતા અને ફરિયાદો કરતા શારદાસુદરી આશ્વાસન આપતા અને મોટા પુરૂષ બનવાની સલાહ આપતા. થોડા જ સમયમા શારદાસુદરી અવસાન પામ્યા કવિ રવિન્દ્રને ઘણો આઘાત પહોંચ્યો અને હજીએ માતાનુ વર્ણન કરતાં તેમના મુખ પર શોકની લાગણી પ્રગટી ઉઠે છે

હૃદયમાથી ઉઠતા તરંગોને કવીશ્રી રવિન્દ્રનાથ ટાગોર કાવ્ય દ્વારા વહેવરાવતા હતા ઘરમાં તેમ જ મિત્રમડળમાં કાવ્યભાષામાં વાતો કરતા. મધુર સ્વરને લઈને તેમની વાતો સાંભળવામા સૌને રમુજ પડતી અને કવીશ્રી રવિન્દ્રને પણ આનદ પડતો હવે ધીમે ધીમે તેમનો પ્રભાવ વધુ પડયે જતો હતો અને સાહિત્યકારોના સમાગમમાં આવવા લાગ્યા તેમના કાવ્યો એક પછી એક બહાર પડતા ગયાં અને ખ્યાતિ વધતી ગઇ એવામા તેમના મોટા ભાઇ દીનેન્દ્રનાથે ‘ ભારતિ ’ નામક પત્ર શરૂ કર્યું. કાવ્ય અને વાર્તા ક્ષેત્રમાં કવીની પાંખો વેગવતી બની છુટથી કાવ્યો, લેખો અને નિબધો લખવા માડયા. આ પ્રસંગે તેમની ઉમર કેવળ સોળ વર્ષની હતી સત્તરમાં વર્ષે તેઓ વિલાયતના પ્રવાસે ઉપડી ગયા ત્યાં સાહિત્ય અને સગીતનો સારો અભ્યાસ કર્યો. પાશ્ચાત્ય અને પૂર્વ કળાનુ મિશ્રણ થયુ કવિશ્રીની કલમ અનોખી ભાત પાડવા

લાગી. વેગવતા લખાણો આવવા લાગ્યાં. જનતા પર સારી છાપ પડી. બંગાળના સાહિત્યયુગે પલટો લીધો. એની અસર હિંદમાં પણ થોડે ઘણે અંશે થવા પામી. કવિશ્રી હવે બંગાળની વિખ્યાત વ્યકિતઓમાંના એક ગણાવા લાગ્યા. પુનઃ ૧૯૧૨ માં કવિશ્રી ઇગ્લાંડ ગયા અને ત્યાં પોતાના કેટલાંક કાવ્યો ચુંટીને અંગ્રેજી ભાષામાં અનુવાદ કર્યો અને ' ગીતાંજલિ ' યુરોપના ચરણે ધરી. એ વિશ્વવિખ્યાત બની. ૧૯૧૩ માં કવિશ્રીએ નોબલ પ્રાઇઝ મેળવ્યું. સવાલાખ રૂપીઆનું ઇનામ મળ્યું. કવિશ્રી રવિન્દ્રનાથ ટાગોર વિશ્વવિખ્યાત કવી બન્યા. યુરોપનું ગૌરવ તોડી નાખી હિંદની શકિતઓનું જ્ઞાન વિદેશીઓને કરાવ્યું. ત્યાર બાદ જ્યારે તેઓ હિંદ પાછા ફર્યા ત્યારે કલકત્તા યુનિવર્સિટિએ તેમને ડૅાકટરનો ઇલકાબ આપ્યો. કવિશ્રી સાહિત્યાચાર્ય કહેવાયા. કવિવર રવિન્દ્રનાથ ટાગોર કવિવર ડૉ. રવિન્દ્રનાથ બન્યા. હિંદી સરકારે તેમને સરનો ઇલકાબ આપ્યો.

કીર્તિના શિખરે રવીન્દ્રનાથ ટાગોર આ સમયે પુગ્યા.

૧૮૮૩ માં શ્રીમતિ મૃણાલિની દેવી સાથે શ્રી૦ રવિન્દ્રનાથના લગ્ન થયાં. પિતાએ તેમને શીલાઇદાની જાગીર વહીવટ કરવા માટે સોંપી. આ જાગીર પદ્મા નદી પર આવેલ છે. કવિશ્રીને અહીંઆ કુદરતનો અભ્યાસ કરવાનો અજોડ મોકો મળ્યો. કવી અને કુદરતનો સમાગમ અણમોલ લેખાય છે. કવીવર અહીંઆ ગગનવિહારી બન્યા. કુદરતના અભ્યાસની સાથે ગરીબ અને કંગાળ ખેડુતોની અવદશાનો અભ્યાસ કરવાનો પણ તેમને મળ્યો. તેમની સેવા કરવાની તમન્ના તેમનામાં જાગી. આ માટે તેમણે વ્યવસ્થિત કાર્ય ઉપાડી લીધું. ૧૯૦૧ માં તેમણે બોલપુર ખાતે કેવળ પાંચ સાત વિદ્યાર્થીઓ સાથે શાંતિનિકેતન શાળા શરૂ કરી. ૧૯૨૧ માં વિશ્વ-

ભારતિ અને ૧૯૨૨માં શ્રી નિકેતનની સ્થાપના કરી. જે સારાએ વિશ્વમાં વિખ્યાત છે. દેશીવિદેશી વિદ્યાર્થીઓ અહીંઆ અભ્યાસ કરવા આવે છે. તેમણે સ્થાપેલી લાયબ્રેરી દુનિયામાં આદર્શ લેખાય છે. કવીવરની બાહોશ વ્યવસ્થા હેઠળ આ સંસ્થાએ સદ્ધર અને પ્રગતિમય પગલાં દિન પ્રતિદિન ભર્યે જાય છે. હિંદની કેળવણીનું એ સંસ્થાઓ મંદિર બની રહ્યું છે. કયો હિંદવાસી એ માટે ગૌરવ નહી લેતો હોય !

૧૯૦૧ થી ૫ માં તેમના માતાપિતા બેઉ અવસાન પામ્યાં. કવિવરને ઘણો આઘાત પુગ્યો. ૧૯૦૬ માં બંગભંગની લડત સમસ્ત બંગાળમાં પ્રસરી ગઇ. માતાપિતાનો શોક હજી તેમને હૈયે હતો છતાં કવિવરે લોર્ડ કર્ઝનની નીતિનો છડેચોક વિરોધ કર્યો. સભાઓ ભરાઇ અને કવિવરે તેમાં બંગાળીઓને ઉત્તેજન આપવા અનેક ભાષણો આપ્યાં. ચળવળમાં સક્રિય ભાગ લીધો. જ્યારે એ ચળવળ હિંસક માર્ગ તરફ વળતી તેમણે જોઇ ત્યારે તેમણે બંગાળીઓને ચેતવણી આપી અને અનેક ક્રાંતિકારી યુવાનોને એ માર્ગે જતા બચાવી લીધા. રાજકીય ક્ષેત્રમાંથી સંન્યાસ લેતાં અરવિંદ ઘોષને તેમણે આપેલ અંજલિ હજીએ અરવિંદ વિદાયનાં સ્મરણો તાજાં કરાવે છે અને હૃદયને હચમચાવે છે. ૧૯૦૮ માં પબનામાં બંગાળ ગજકીય પરિષદના પ્રમુખ બન્યા અને દેશીઓને રગેરગ સ્વદેશાભિમાન ભરવા અપીલ કરી. દેશની મુક્તિનો પાઠ બંગાળની જનતાને આપ્યો. હિન્દીઓને મજબુત પડકાર કર્યો કે " માનવ જીવનનો ધર્મ દેશની મુક્તિ, સામાજિક સ્વતંત્રતા અને સ્વધર્મપાલન કરવામાં છે. જે મનુષ્યમાં સ્વદેશાભિમાન નથી તે [સ નથી પરંતુ ચેતનવિહોણું ખોળીયું છે. "

જીવની આંખો ફાટી. જલીઆનવાળા બાગમાં નિર્દોષની

કત્લેઆમ તેમના હૈયે લાગી. તેમના રૂવેરૂંવા ઉભાં થઇ ગયાં અને બોલી ઉઠયાઃ " સર ! સર ! સર ! એ ઇલ્કાબ મારે ન જોઇએ. જ્યારે મારા બાંધવો ભડકે બળતા હોય ત્યારે એવા ઇલ્કાબોથી મારૂં માન વધી શકવાનું નથી. મારૂં માન મારા બાંધવોની સેવામાં છે. " કવિવર ડૉ. સર રવિન્દ્રનાથ ટાગોરે સરનો ઇલ્કાબ પાછો વાળ્યો. સત્યાગ્રહની ચળવળથી માંડીને અનેક લડતમાં તેમણે સહાનુભૂતિ દર્શાવી છે અને હિંદીઓને પ્રસંગે પ્રસંગે હિંદની મુક્તિનો પાઠ એમણે આપ્યો છે. મહાત્માજી પ્રત્યે તેઓ પૂજ્યભાવના ધરાવે છે. હિંદના ગરીબમાં ગરીબ માણસ પ્રત્યે તેઓ સપ્રેમ વર્તે છે. તાજેતરમાં જ તેમણે પોતાના જે ખેડુતો પર રૂ. ૧૦,૦૦૦ માંગતા નિકળતા હતા તે માફ કર્યા આથી એ ખેડુતો હર્ષઘેલા બન્યા. ખેડુતોની વચ્ચે જઇ ઉભા રહેતાં ખેડુતો ગળગળા થઇ ગયા તેમણે આપેલાં પ્રેરક ભાષણે ખેડુતોની આંખમાં આંસુની ધારા વહેવરાવી હતી.

હિમાલયના પર્યટનથી કવિવરનું પર્યટન શરૂ થયું. તેમણે સત્તરમા વર્ષે ઇંગ્લાંડની સફર કરી. અમેરિકા, સ્વિટ્ઝરલેંડ જર્મનિ, ફ્રાન્સ, સ્વીડન, ડેનમાર્ક, બેલ્જીઅમ, ઓસ્ટ્રીઆ, ચીન, બ્રહ્મદેશ, મલાયાદ્વીપ, સુમાત્રા, બાલી, જાવા, સીઆમ, ગ્રીસ, ઇજીપ્ત, ટર્કી, ઓસ્ટ્રીઆ, હંગેરી, જાપાન, કેનેડા, ઇરાન, અમબસ્તાન વિગેરે પ્રદેશોનો વારંવાર પ્રવાસ કર્યો છે અને બાદશાહી સત્કાર તેમનો કરવામાં આવ્યો છે. ચીનમાં તો તેમની વર્ષગાંઠની ઉજવણી થઇ હતી અને તે જ પ્રસંગે ચીને તેમને ચુન્ચેન-તાંગનો ઇલ્કાબ આપ્યો. એનો અર્થ વજ્રસમા પ્રતાપી ભારત નરવીર રવી એવો થાય છે. આ ઉપરાંત તેમને ઘણી ભેટો તથા માનપત્રો આ પ્રદેશમાંથી મળ્યા. તેમની ૭૦ મી વર્ષગાંઠ ૧૯૩૧ માં દુનીઆભરમાં ઉજવ...

કલકત્તામાં રાષ્ટ્રીય તથા આતરરાષ્ટ્રીય મહોત્સવ ઉજવાયો. જગતના સાહિત્યકારોએ કવીવરને ' ગોલ્ડન બુક ઓવ ટાગોર ' નામક પુસ્તક એનાયત કર્યું, મણીમહોત્સવ પ્રસંગે સમસ્ત વિશ્વમાંથી તેમને શ્રદ્ધાંજલી અપાઇ.

તા૦ ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૩૭ નાં રોજ ખાસ કરીને સમસ્ત ભારતવર્ષમાં અને સામાન્ય રિતે દુનિયાભરમાં શોકનું મોજુ ફરી વળ્યું. સઘળા ચિંતાતુર બન્યા. કવીવર રવીન્દ્રનાથ ટાગોરની એકાએક ગંભીર માંદગીના સમાચારો ફેલાઇ ગયા. સ્થળે સ્થળે એમની માંદગી નાશ પામે અને કવિવર રવિન્દ્રનાથ ટાગોર બચી જાય તે માટે પ્રાર્થનાઓ થઇ. આ પ્રાર્થના પ્રભુએ સાંભળી હોય એમ કવિવર પાછા સાજા થતા જાય છે. મૃત્યુના મુખમાંથી બચી જવા પામ્યા છે.

શિષ્યોના ગુરૂદેવ, હિંદના કવિવર અને દુનિઆના ડૉ૦ રવિન્દ્રનાથ ટાગોર દેશીઓના મોટા ભાઇ સમા છે, વિશ્વના મિત્ર છે અને ગરીબના બેલી છે. પ્રભુ એમના જીવનની દોરી હજીએ સાહિત્ય, સમાજ અને હિંદની સેવા કરવા વધુ લબાવે.



# ડૉ૦ ખાનસાહેબ

આ નવજીવન જળપ્રવાહ જેવું છે જળપ્રવાહ ક્યારે પલટો લેશે એની ખબર પડી શકતી હોય તો જ માનવ-જીવનના પલટાના ખબર પડી શકે ડૉ. ખાન સાહેબને તેઓ જ્યારે વિલાયત હતા ત્યારે જેમણે એમને જોયા હશે તેમને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહિ હજારોની આવક હોવા છતા તેમણે અને તેમના કુટુંબે સ્વેચ્છાએ દેશને ખાતર ફકીરી ધારણ કરી છે એમના જેવુ આત્મબળીદાન આપનાર જવલ્લે જ જન્મે છે.



ડૉ૦ ખાનસાહેબ

એમનો જન્મ નઝાઇ ખાતે ધર્મપરાયણ તથા ખાનદાન કુટુંબમા થયેલો. માતપિતા સસ્કારી તથા ઇશ્વરપરાયણ હતા એની ઉંડી અસર બાળકો પર પણ પડી ડૉ ખાનસાહેબના પિતા બહેરામખાન વિશાળ હૃદયી તથા ધર્મ પરાયણ હતા પોતાના બાળકો પોતાથી સવાઇ થયેલા તેઓ જોવા ઇચ્છતા હતા બાળપણથી જ બાળ-

કોને ધર્મપરાયણ બનાવવાના મંગળાચરણ મંડાઈ ચુકયાં હતાં. જ્યારે જ્યારે બહેરામખાન ખુદાનું સ્તવન કરતા હોય ત્યારે ત્યારે પોતાના બાળકોને તેઓ પોતાની પાસે જ રાખતા અને અહીંસા તેમજ સદ્વર્તનનો ઉપદેશ આપતા. પરંતુ એની અસર ડૉ. ખાન-સાહેબના નાના ભાઈ ખાન અબ્દુલ ગફારખાન પર ઉંડી પડી. તેઓ ઘણા જ ધર્મનીષ્ટ તથા ઇસ્લામ ધર્મના પ્રેમી હતા. તેઓ માતપિતાની સેવામાં તથા ખુદાની બંદગી કરવામાં જ મઝા માણતા. ત્યારે ડૉ. ખાનસાહેબ તોફાની અને મશ્કરા હતા. તેઓ હરહંમેશ સામાન્ય વસ્તુમાંથી આનંદ મેળવતા, છતાં ઇસ્લામ ધર્મનું ગૌરવ તેમની નમેનસમાં વહેતું. પિતાની મુરાદ બર લાવવા આકાંક્ષિત પુત્રો સતત પ્રયાસ કરતા. ડૉ. ખાનસાહેબ ધર્મ કે સિદ્ધાંતની વિરૂદ્ધ કદી ન જતાં. બેઉ બાંધવો હોવા છતાં તેમના સ્વભાવમાં આસમાન જમીનનો ફેર હતો. એક સાદા ત્યારે બીજા બપકાદાર.

એ જમાનામાં મીશન શાળાઓમાં ભણવા જવું એટલે કોમની ખફગી વહોરવા સમાન હતું. છતાં બહેરામખાન પોતાના પુત્રોને સંકુચિત ક્ષેત્રમાં જકડી રાખવા નહોતા માગતા. તેમણે તો કોમનો તેમ જ સામાન્ય વિરોધો વચ્ચે પોતાના પુત્રોને શાળાઓમાં ભણવા મોકલ્યા. તેઓ આગળ પડતા વિચારો ધરાવનાર હતા ડૉ૦ ખાનસાહેબ પેશાવરની મીશન કોલેજમાંથી સારી રીતે પસાર થયા તોફાની છતાં તિવ્ર બુદ્ધીના હોઈ તેઓ એક પછી એક ભણતરના પગથીઆં પર ચપુતર કરતા ગયા. ત્યાર બાદ તેમની દ્રષ્ટી મુંબઈની ગ્રાંટ મેડીકલ કોલેજ પર પડી, કારણ એમનું અહીંનું વાતાવરણ પ્રવૃત્તિમય તથા વિશાળ લાગ્યું એમનું જીવન વધુ વિશાળ બન્યું. આખરે ડાકટરી ડીગ્રી લેવા વિલાયત જવાની તમન્ના તેમ-

નામાં જાગ્રત થઇ. પિતાપર કાગળદ્વારા પોતાના એ વિચારો દર્શાવ્યા, મોતાનું પુત્રને અનુમોદન મળ્યું. કોમ ખળભળી ઉઠી. કારણ કોમ એવી માન્યતા ધરાવતી હતી કે વિલાયત જનારાઓ ખ્રિસ્તી બને છે અને અંગ્રેજ રૂપવતીઓના મોહમાં સપડાય છે અને બન્યું પણ તેમ જ તેમણે તો અંગ્રેજ.બાનુ સાથે જ લગ્ન કર્યાં; જો કે ખ્રિસ્તી તો નજ બન્યા. કોમની અડધી અટકળ સાચી પડી. આ અરસામાં ખાન અબ્દુલ ગફારખાન વિલાયત જવા આતુર બન્યા એટલે કોમમાં વધુ હોહાકાર મચ્યો પરંતુ કેટલાંક સગાંઓના અવસાનોને લઇને તેઓ યુરોપ જઇ ના શકયા. આખરે ડૉ॰ ખાનસાહેબ એલ. આર. સી. પી; એમ. આર. સી. એસ. ( લંડન ) બન્યા.

૧૯૧૪ માં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. અંગ્રેજ સરકારને મદદ કરવાની ભાવનાએ તેઓ લડાઇમાં જોડાયા. પઠાણ તરીકેની બહાદુરી તથા હીંમત તેમણે સુંદર રીતે બતાવી આપી. અંગ્રેજો પર ઉંડી છાપ પાડી. ત્યાર બાદ ફ્રાંસમાં રહીને પણ તેમણે સરકારની સારી સેવા બજાવી. અંગ્રેજોમાં તેમની ખ્યાતી વધી અને અનેક અંગ્રેજોની મિત્રતા હાંસલ કરી તથા મમતા વધારી. યુદ્ધ-વિરામ થતાં પણ તેઓ ત્યાં જ રોકાયલા હતા. સરકારે હજી તેમને છૂટા કર્યા ન હતા. આ દરમ્યાન હિંદુસ્તાનમાં વિશ્વયુદ્ધની વફાદારી અંગેના નમુનારૂપ રૉલેટ એકટ ઍનાયત થયો. હિંદીઓની સેવાની સરકારે ભારે કદર કરી ! જનતાએ સત્યાગ્રહ આદર્યો. ડૉ॰ ખાનસાહેબનાં સગાંઓને જેલમાં પૂરવામાં આવ્યાં. સગાંઓના પત્રો પણ તેમને પુગાડવામાં ન આવતા. હિંદની બીનાઓથી તેમને સાવ અજાણ રાખવામાં આવતા. આખરે કોઇ પણ સંજોગે વચ્ચે હિંદ આવવા તેમણે તત્પરતા દેખાડી. વ્હાલી માતૃભૂમિ !

આખરે સરકારે તેમને રજા આપી. અનેક વિટંબણાઓ વચ્ચે

ડૉ૦ ખાનસાહેબ હિંદ પધાર્યા હિંદની પરિસ્થિતિમાં પરિવર્તન થયેલું તેમણે અનુભવ્યું. પોતાના વૃદ્ધ પિતાને તુરંગની પાછળ તેમણે જોયા. લાડકવાયો નાનો ભાઈ ખાન અબ્દુલ ગફાર તથા બીજા મગાસંબંધીઓ તથા બિરાદરોને મળેલી જેલ જાત્રાની કહાણી ગદ્‌ગદિત હૈયે તેમણે સાંભળી. સ્વતંત્ર વાતાવરણમાંથી પાછા ફરેલા આઝાદી-પ્રેમી વીર પઠાણે ગુલામીનો કડવો ઘુંટડો પીધો. બહાદુર પઠાણનું લોહી ઉકળી આવ્યું. આખરે હિન્દ પાછા ફરતા થયેલી દરમ્યાનગીરીઓનું રહસ્ય તેઓ સમજી શકયા અને પોતાની નોકરીનું રાજીનામું આપ્યુ. રાજીનામુ સ્વિકારવામાં સરકારે ભારે વિલંબ કર્યો અને ત્યાર બાદ તે બહાલ રાખ્યું. ડૉ૦ ખાન સાહેબને સમજાવી લેવાના સરકારે ઘણા પ્રયાસો કર્યા, પરંતુ તેઓ એકના બે ન થયા. સરકાર હતાશ પામી સરકારી નોકરીને ઠોકરે લગાવી તેમણે પેશાવરમાં સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. પરંતુ તેમનું મન હિન્દની મુકિત તરફ દિનપ્રતિદિન વધુ પ્રબળ બનતું ગયુ.

ડૉ૦ ખાનસાહેબ સુધરેલા વિચારના હોવા છતાં નાસ્તિક નથી પરધર્મીઓ તથા અંગ્રેજોના ગાઢ સંબંધમા આવ્યાથી તેઓ ચુસ્ત ધર્મપરાયણ નથી છતા એટલી વાત નિર્વિવાદ છે કે તેઓ ઇસ્લામ ધર્મ માટે ઓછું ગૌરવ ધરાવતા નથી. અંધશ્રદ્ધાએ તેઓ દોરવાતા નથી. બીજા ધર્મનો વિરોધ કરતા નથી. સર્વ ધર્મો પ્રત્યે સરખી ભાવના ધરાવે છે ઘણીએ વાર તેમને કોમીવાદ તરફ ઘસડવાના પ્રયાસો કરવામાં આવ્યા છે, પરંતુ તેઓ એ કલંક તથા અન્યાયને વશ થવા તૈયાર નથી. તેઓ તો કેવળ પ્રેમ, ધર્મ, સત્ય અને અહિંસામાં જ ઇશ્વરને માને છે. હિંદુ-મુસ્લીમ ઐકયતાના તેઓ હીરસા છે. તેઓ ચોકકસ રીતે માને છે કે જે એકતાના બીજ અમો વાવી રહ્યા છીએ તે નિષ્ફળ નહિ જાય. આજે તેનાં કેટલાક

તત્વો સાચાં પડતાં આપણે અનુભવી શકીએ છીએ. રાષ્ટ્રવિરોધી કોમીવાદીઓ પ્રત્યે જનતાને સુગ લાગવા માંડી છે. ખાને બિરાદરો જેટલા રાષ્ટ્રપ્રેમી છે તેટલા જ કોમી એકતામાં અડગ રહ્યા છે. આમ હોવાથી ગમે તેવી થતી ટીકાઓ પણ સહન કરવા તેઓ તૈયાર છે. તેમની એકતા અને રાષ્ટ્રભાવનાની ઇંટમાંથી એકેય કાંકરો ખરી શકે તેમ નથી. તેઓ કોઇ પણ કોમની કીંમત કોઇ પણ કોમના સારા, ભલા અને વિશ્વાસપાત્ર આગેવાનથી આંકે છે. જેનાં દીલ આવાં વિશાળ હોય તેમને કોમીવાદનો કડવો અને કલંકરૂપી ઘુંટડો ગળે ક્યાંથી ઉતરે ?

તેઓ મહાત્માજીના પરમ ઉપાસક છે. તેમની દોરવણી હેઠળ પોતાનું જીવન તેઓ દોરવી રહ્યા છે. મહાત્માજીમાં તેમને અપૂર્વ શ્રદ્ધા છે. રાજકીય તેમજ સંસારિક અને અંગત બાબતોમાં પણ તેઓ તેમની સલાહ લે છે. મહાત્માજીની આજ્ઞા અનુસાર તેઓ વર્તે છે. મહાત્માજીએ જ્યારે કોમી ચુકાદા વિરૂદ્ધ ઉપવાસો આદર્યા ત્યારથી તેમણે માંસાદિ છોડી દીધાં. ક્વચિત જ ન છુટકે તેઓ માંસાહાર કરે છે સાદાઇનો સ્વિકાર કર્યો છે. ઇંગ્લાંડના મોજશોખોને તેમણે તિલાંજલિ આપી છે. કોમીવાદને વિદારી નાખવા તેમણે કમર કસી છે અને પ્રેમનું સામ્રાજ્ય પ્રગટાવવા તેઓ અહોનીશ પોતાના જીવનને હિન્દની ગુલામીની સળગતી હોળીમાં ખાક બનાવી રહ્યા છે. ધન્ય વીર !

બાર બાર વર્ષો સુધી ઇંગ્લાંડમાં અંગ્રેજો સાથે ભાઇચારાથી રહેનાર તથા સદ્‌ગુરૂ રેવરંડ વિગ્રામના ભાઇની સીફારસથી સેંટ ટોમસ હોસ્પીટાલમાં દાખલ થનાર સરહદના ખુદ ગવર્નર કર્નલ સર રાલ્ફ ગ્રીફીથના મીત્ર બનનાર, જેનાં ભાગ્યે જ કોઇ હિંદી હશે. એવી પેશાવર કલબના સભ્ય હોવાનું માન ધરાવનાર તથા રકાઉ-

ટના કમીશ્નરને સરકારે ક્રાંતિકારી તરીકે જાહેર કર્યા, તેઓ અહિંસાની મૂર્તિ સમા મહાત્માજીના પણ પરમ ઉપાસક છે અને તેથી જ કરીને તેમને સરકારે ત્રણ વર્ષની સજા ફરમાવી હતી. ૨૪ મી ડિસેંબરની રાત્રે સરકારે તેમને ઝડપી લીધા અને તેમના કુટુંબને મધ્ય રાત્રીએ જગાડી સરકારે ઘરનો કબજો લીધો. એટલું જ નહી પરંતુ તેમના સંબંધીઓ તથા પુત્રોને પણ પકડી લેવામાં આવ્યા. તેમની બે બ્હેનો અને અન્ય પઠાણ વિરાંગનાઓ પણ માતૃભૂમિની મુક્તિ માટે રણમેદાને પડી.

કારાવાસના વસવાટ દરમ્યાન અગવડતાને લઇને ડૉ૦ ખાનસાહેબના પુત્ર ઓબેદુલ્લાએ ઉપવાસ શરૂ કર્યા હતા. તેમની સ્થિતિ કરોકટ બની હતી. છતાં ડૉ૦ ખાનસાહેબે પોતાના પુત્રને મળવા માટે વિનંતી ન કરી પરંતુ એથી ઉલટું માતૃભૂમિની સ્વતંત્રતા માટે મરી જવા તૈયાર થયેલા પુત્રના શબને કયાં દફનાવવું તેની તૈયારીઓ કરી નાંખી. કેવા વીરલ ! કેટલી દ્દઢતા અને કેટલા ગૌરવી ડૉ૦ ખાનસાહેબ ! આવા અનેક બારીક પ્રસંગો ઉપસ્થિત થયા હોવા છતાં ડૉ૦ ખાનસાહેબે ઘણી દ્દઢતા તથા સમયસુચકતા સાચવી છે અને હિંદના નરવીરને શોભે એવું વર્તન અદા કર્યું છે. જે પ્રમાણે એક નૌકા કાફલાનો કેપ્ટન પોતાના વૈરી છોકરાં મૃત્યુના મુખમાં હોમાતાં હોય તેમ છતાં પણ પોતાની ફરજ પર મક્કમ રહે છે તે જ પ્રમાણે સરહદનાં કેપ્ટન તરીકે તેમણે પોતાની ફરજ ઉમદા રીતે આજ પર્યંત બજાવી છે. ૧૯૩૦ ની સાલથી તેમણે પોતાનું સમગ્રજીવન હિંદમાતાના ચરણે ધર્યું છે અને સીગારેટ જેવા સામાન્ય વ્યસનોને પણ તિલાંજલિ આપી છે. આખરે ૧૯૩૪ માં જ્યારે તેઓ હજારી બાગમાંથી છુટીને વરધા આવ્યા ત્યારે શ્રીયત જમનાલાલ [illegible] રેલ્વે-અને મહા-

ત્માજીના સમાગમમાં આવ્યા. મહાત્માજી પર તેમણે ઉંડી છાપ પાડી અને મહાત્માજીના પરમ ઉપાસક બન્યા.

ડૉ૦ ખાનસાહેબ અજબ બાહોશ ખેલાડી છે. ફુટબોલ તથા ક્રિકેટ પણ સારી જાણે છે. ગજકીય લડત પણ તેઓ રમત સમજે છે, હારથી તેઓ નિરાશ થતા નથી પણ વિજય મેળવવા વધુ ઉત્સાહી બને છે. જીત થતાં ફુલાતા નથી. આજે તેઓ ધારાસભાના સભ્ય તરીકે સુંદર સેવાઓ બજાવી રહ્યા છે.

એક વખતના કહેવાતા ક્રાંતિકાર ડૉ૦ ખાનસાહેબ આજે સરહદના સરમુખત્યાર બન્યા છે, વડા પ્રધાન બન્યા છે. સરહદની અભણ અને બીનકેળવાયલી પ્રજાને કેળવવા માટે પોતાની જાતને હોમી રહ્યા છે. અહિંસા અને સત્યનો પયગામ આપી રહ્યા છે. હિંદુ–મુસ્લીમ એકતા પાછળ અજબ પેરિશ્રમ ઉઠાવી રહ્યા છે અને હિંદની મુક્તિ માટે પોતાના પ્રાણ પાથરી રહ્યા છે.

પ્રભુ એ સરહદના શાહ એ બંહારવટીઆઓને હિંદની સેવા કરવા લાંબુ આયુષ્ય અર્પે.